गुण्येव गुण वेत्ति ।
गुणवान् दृपोऽपिवर ।
अन्ते या मति सा गति किल ।
मति र्गत्यनुसारिणी ।
आपोऽपितप्यते वह्नितापत ।
आक्षिपत्य हि प्रायोऽन्ध करण नृणा ।
आत्मान रञ्जयत्यसौ राग ।
अहो दुरन्ता रसना दुरा रमनाम् ।
जीवन्नरो भद्राणि पश्यति ।
देवबलाद्धमबल विशिष्यते ।
हित मनोहारी च दुर्लभ वच ।
सुसरता अवसरे हि विराजते ।
स्नेहो हि निर्भरात्रर्पेण मत ।
मूल हि ससारतरो कषाया ।
निजार्थनाशी हि मूढमनय ।
श्रवति अष्टप्रकार रमति श्रावक ।
महात्मभि सम विरोधोऽपि वरम् ।
सर्वे गुणा काञ्चनमाश्रयन्ते ।
जिते नाथे जिता पदातय ।
पतिते घाते लवणघातनम्

गुणै पूज्य न जन्मना ।
गुणिना दोषोऽपि वर ।
क्षुहा समा वेयणा नत्थि ।
तस्य श्री यस्य विक्रम ।
श्रुतान्धाना कुतो मति ।
दुर्लक्ष्या हि पराशया ।
दैवस्य विषमा गति ।
दुर्जया विषया खलु ।
दुर्वारा भवितव्यता ।
तप क्रोधेन नश्यति ।
धर्म शरमापदि ।
मौन सर्वार्थ साधनम् ।
महारोहो महापदे
ब्रह्मचारी सदा शुचि ।
धुर्य हि चलवत्तराम् ।
सर्वोत्कृष्टोदता सताम् ।
नैकहस्ताद्धि तालिका ।
सता सङ्गो हि पुण्यत ।
स्त्री विनश्यति गर्वेण ।
परोऽपि गुणो निहन्ति दोषान् ।
हितैषिण मृषाप्रिय प्रवस्तु नेच्छन्ति ।
य क्रियावान् स एव पण्डित ।
चित्त वित्त वच त्रिनि त्रिवर्णि च धारणा ।

पुन्नस्स सव्वहाविजओ पावस्स खओ ।
पुण्णैरसंभाव्यमिहास्ति किम् ।
अविमृष्यकरो अन्धादपि विशिष्यते ।
एगस्स सुत्तस्स अणंतो अत्थो ।
गूढमन्त्राहि जीवित राजनिते ।
पुण्यच्छेदे सर्वं याति विपरीतनाम् ।
विवेको हि समरात्तानाम् कियद्चिरम् ।

सर्वगुण विनाशनं लोभात् ।
मुच्छा परिग्गहो वुत्तो ।
विमर्शः क्व अल्पमेधसाम् ।
नहि मोहो महात्मनाम् ।
रत्ने हि बहवोऽर्थिनः ।
नान्यथा भगवद्गिरा ।
न रक्तो दोषमीक्षते ।
जयणा य धम्म जयणी ।
पुण्यार्थिनो हि विभवः
मदाय खलु विभवः ।
ना काले फलति क्रिया ।
यतो धर्मस्मतो जयः ।

श्रुणोति यतिभ्यः सम्यक् सामाचारीमिति श्रावकः ।
स्वजनोऽपि दरिद्राणां, तत्क्षण दुर्जनायते ।
आयुष क्षण एकोपि, नाप्यते रत्नकोटिभिः ।
लोकेऽपि व्यवहारो यत्सर्वे मुख्यानुयायिनः ।
आयुः कर्मणि हि क्षीणे, नेन्द्रोऽपि स्थातुमीश्वरः ।
गृहीत इव केशेषु, मृत्युना धर्ममाचरेत् ।
साक्षरा विपरिताश्चेत्, राक्षसा एव केवलम् ।
स्वोत्तरीयानुसारेण ननु पादप्रसारणम् ।
भवेदासन्नपातानां, मर्यादायाः व्यतिक्रम ।
यस्य यादृक्परोलोक-स्तस्य चेष्टा हि तादृशी ।
दुर्मन् कुर्वन्नकार्यं हि स्वच्छायातोऽपि शङ्कते ।
नृपदुर्जनसर्पाणामात्मीयो न कश्चन ।
श्री जिनाज्ञैव महाज्ञा मान्या मानवतामपि ।
स्वयं शठो हि सरल-मप्यन्यं मन्यते शठम् ।

तत् श्रुत यातु पाताल तच्चातुर्यं विलीयताम् ।
ते विशन्तु गुणा वह्नौ यत्र जीवदया न हि ॥ ५४ ॥

सत्य ब्रह्म तपो ब्रह्म ब्रह्म चेन्द्रियनिग्रह ।
सर्वभूतदया ब्रह्म, एतद् ब्राह्मणलक्षणम् ॥ ५५ ॥

अहिंसा सत्यमस्तेय, ब्रह्मचर्यापरिग्रही ।
कामक्रोधनिवृत्तस्तु ब्राह्मण स युधिष्ठिर ॥ ५६ ॥

卐

## મુસ્લીમ શાસ્ત્ર પ્રમાણે અહિંસા અને માસ નિષેધ

મુસલમાનો પરમેશ્વરને રહીમાન કહે છે, એનો અર્થ દયાળુ થાય છે તેઓમા એક ૪૦ દિવસની ધર્મક્રિયા થાય છે તેને સિલ્લો કહે છે સિલ્લો બેસનાર કોઈપણ જાતનુ માસ ખાતો નથી, તેનુ કારણ માસને-નજીસ (ખરાબ) ચીજ હોવાથી બદગીમા ખલેલ પહોચે

વળી તેઓ "માલેસઝીઅન"માથી "તરકીત"મા પેસે છે તો તરત જ માસ ત્યાગ કરે છે વળી રાવજી વહોરા જેને લોટીઆ વહોરા કહે છે તે પણ માસ ખાતા નથી જેથી તેઓ નમામીયા અથવા નઘોસીયા કહેવાય છે

પેગબર હજરત મહમ્મદ નબી સાહેબના ખલીફા અને જમાઈ હજરતઅલી સાહેબે ફરમાવ્યુ છે કે—

— ભીમરો —

'फलातजअलु बुतनकुम मकाबरल हयवानात ॥

તુ પશુ-પક્ષીઓની કબર તારા પેટમા કરીસ નહિ

વ્યુત્પત્તિ—फ—ત્યારે ते। ला નહિ तजअलु કરી बुतूनकम

તમારા પેટને મકાવ-કબર અલનો હયવાનાત તે પ્રાણીઓ.

— ફારસીબેત —

न साझी मकामे शिकमरा तुगूर, वहायम जेत्रेहरे तुयूर।

અર્થ ઉપર મુજબ-કુરાનશરીફમાં સૂરાઅન આમ આયાત ૧૪૨ માં ખુદાતાલાએ ફરમાવ્યું છે કે—

वमिनल अनआमे हमूलतंव वफर्शा,
कुलमिम्मा रजक कुमुल्लाहो।

અર્થ—અલ્લાએ ચોપગાં જાનવરમાંથી કેટલાક ઉપાડવા માટે પેદા કીધા છે, અને ખાવા માટે જમીનની વનસ્પતિ તથા અનાજ ઉત્પન્ન કર્યું છે, તે તમે ખાઓ.

મુસ્લીમ ધર્મ ચલાવનાર મહુમદ પેગંબર અરબ-સ્તાનમાં મક્કા શહેરમાં ઈ સ. ૫૭૦ માં જન્મ્યા હતા, તેમણે ૬૦૯ માં મત ચલાવી કુરાન રચ્યું, (કુરાન) સરીઅન આમમાં લખ્યું છે કે—લોહી, ને ડુક્કરનુ માંસ, મોતથી મરે તેનુ માંસ, કોઈ મૂર્તિના નામથી મારવામાં આવે તેનું માંસ, ગળેફાંસો દઈ મરેલાનુ માંસ. ઘાથી મારેલાનુ માંસ, કોઈ બીજા પ્રાણીએ મારેલાનું માંસ ખાઓ નહિ.

**હિંસા ન કરવા વિષે**—અલ્લા મક્કે શરીફમાં શિકારની મનાઇ કરે છે. કુરાનમાં સુરાઉલમાયદ સિપાર ૪ મંજલ ૨ આયાત ૩ મા લખ્યું છે કે—મક્કાંમાં તેની હદ સુધીમાં કોઇએ જનાવર મારવું નહિ, અને કોઈ ભૂલથી

મારે તો પોતાનુ જાનવર મુકી દેવુ, અથવા તેની કિંમતનુ ગરીબને ખવરાવવુ

બકરી ઇદના દિનએ—બકરી ન મારવા કુરાનમા સુરાહ હજની ... મી આયાતમા અલ્લાતાલાએ ખુદ ફર માવ્યુ છે કે—માંસ અને લોહી મને પહોચશે નહિ, પણ એક પહેરીગર પહોચશે તેઓ સ્વર્ગને બેહસ્ત અને નરકને દોઝખ કહે છે

---

# श्री आगमसूक्त श्लोकादि

सपत्त दसणाइ पइदिगह नइजणासुणेइय । (नन्दि सूत्रे)
सामायारिं परम जो खलु त सावग बिंति ॥ १ ॥

पङ्कदाह पिपासानामपहार करोति यत् । (આવશ્યકે)
तद्धर्मसाधन तथ्य तीर्थमित्युच्यते बुधै ॥ २ ॥

ससारसागराओ उब्बुडो मा पुणो निबुड्डिज्जा ।
चरणगुणविप्पहिणो बुड्डइ सुबहुंपि जाणतो ॥ ३ ॥

उत्तमाम उत्तमीगा गुणनहया निणत्रग्नित्त मरिम्नगि ।
पडिजायति धम्माया दि पुण सेसे मरागत्थ ? ॥४॥

अणयोर घण ोर अग्गिगोर कम्मयगो च । „
ण ए म ीमनियम येर पितुत पट्ट होइ ॥५॥

इन्दियविसयकसाय परीसहे वेयणा उवस्सग्गे । „
ए ए अरिणो हता अरिहता तेग वुच्चति ॥ ६ ॥

अट्ठविहंपि य कम्म अरिभूअं होइ सव्वजीवाण । ,,
तं कम्ममरिं हंता अरिहंता तेण वुच्चंति ॥ ७ ॥

अरिहंति वंदणनमंसणाइं अरिहंति पूअ सक्कारं । ,,
सिद्धिगमण च अरिहा अरहंता तेण वुच्चंति ॥८॥

विणओ सासणे मूलं विणीओ संजओ भवे । ,,
विणयाउ विप्पमुक्कस्स, कओ धम्मो कओ तवो ॥९॥

अन्नं इमं सरीरं, अन्नो जीवुत्ति एव कयबुद्धी । ,,
दुक्खपरिकिलेसकरं, छिन्द ममत्तं सरीराओ ॥१०॥

पच्चक्खाणंमि कए, आसवदाराइं हुंति पिहियाइं । ,,
आसववुच्छेएणं तण्हा वुच्छेअणं होइ ॥ ११ ॥

तण्हावोच्छेदेण य अउलोवसमो भवे मणुस्साणं । ,,
अउलोवसमेण पुणो पच्चक्खाण हवइ सुद्धं ॥१२॥

तत्तो चरित्त धम्मो कम्मविवेगो तओ अपुव्वं तु । ,,
तओ केवलनाणं तओ अ मुक्खो सयासुक्खो ॥१३॥

जे जत्तिया पगारा, लोए भयहेअवो अविरयाणं । (विशेषावश्यके)
ते चेवय विरयाणं पसत्थभावाण मोक्खाय ॥१४॥

उच्छ्वासावधयः प्राणाः स चोच्छ्वास समीरणः । (आचारांगे)
समीरणाच्चलं नान्यत् क्षणमप्यायुरद्भुतम् ॥१५॥

दारापरिभवकारा, बन्धुजनो बन्धनं विषं विषया । ,,
कोऽयं जनस्य मोहो ये रिपवस्तेषु सुहृदाशा ॥१६

सन्दिग्धेऽपि परे लोके त्याज्यमेवाशुभं बुधैः । ,,
यदि नास्ति ततः किं स्यादस्ति चेन्नास्तिको हतः ॥१७

दुःखद्विट् सुखलिप्सु र्मोहान्धत्वाददृष्टगुणदोषः । ,,
यां यां करोति चेष्टां तया तया दुःखमादत्ते ॥१८

नहि अस्ति किञ्चनाकार्य मीनशाना विद्यामपि ।
विश्वेष्यकृत्य न नास्ति यद्रागाधा न कुर्वते ।
अवश्य भाविनो भावा भवन्ति महतामपि ।
यद् भाव्य तद् भवत्येव, नान्यथा भवितव्यता ।
युक्तिमद्वचन यस्य तस्य कार्य परिग्रह ।
प्रयोजनमनुद्दिश्य मन्दोऽपि न प्रवर्तते ।
कार्यसिद्ध्यै शठा दस्योरपि दास्य कुर्वते ।
सवत्र जयमिच्छे त्पुत्राच्छिष्याच्च पराजयम् ।
विपर्येति भृश पुसा बुद्धि क्रुद्धे हि वेधसि ।
दु खौघाते हि लोकोऽय, उलुक पुनरुन्मद ।
पुसा भाग्येऽनुकूले हि सिध्यन्ति सकला क्रिया ।
न तृष्णा परो व्याधि न सन्तोषात्परम सुखम् ।
अप्रियस्य च पथ्यस्य, वक्ता श्रोता च दुर्लभ ।
छेकाना छेकता सैव यत्कार्य समयोचितम् ।
धर्मकर्म समारम्भ, सकल्पोऽपि न निष्फल ।
अपकारिष्वपि कृपासना किं नोपकारिषु ।
जीवेद्धि जीवितव्यार्थी, तन्नास्ति यन्नकरोति ।
सुवर्णनाऽपि किं तेन कर्णच्छेदो भवेयत ।
सर्वस्याऽपि हि लोकस्य न प्राणेभ्योऽपर प्रियम् ।
साधर्मिकात्परो बन्धु र्न ससारे विवेकिनाम् ।
यत्र जातास्तत्र रता ये पीतास्ते च मर्दिता ।
कण्ठनालमतिक्रान्त सत्र तद्दशनम् समम् ।
यथाहार इयोद्गारैः गिरा भावोनुमीयते ।
पूर्वोपार्जित पुण्याना फलमप्रतिम ननु ।
सर्वकल्पद्रुमस्थाने लोके धर्मद्रुम प्रभु ।
विमृश्य हि विधातव्य, अल्पीयेऽपि प्रयोजने ।
नाभूत् पत्यु कलत्रया, सा स्यादुपपते कथम् ।

पाखण्डिनां हि पाण्डित्यं, प्राकृतेष्वेव जृम्भते ।
अविमृष्य विधातारो, भवन्ति विपदां पदम् ।
अत्युग्रपुण्यपापानां, इहैव फलमाप्यते ।
सुन्दरं मर्त्यजन्मद्रोः, फलं चारित्रलक्षणम् ।
शोको हर्षश्च संसारे नरमायाति याति च ।
रणाय नालसा शूरा भोजनाय द्विजा इव ।
卐 महीयांसः प्रकृत्या मित भाषिणः । 卐

— 卐 —

## 卐 मनुष्यभवनी दुर्लभता 卐

विप्र प्रार्थितवान् प्रसन्नमनस श्रीब्रह्मदत्तात् पुरा,
क्षेत्रेऽस्मिन् भरतेऽखिले प्रतिगृहं मे भोजनं दापय ।
इत्थं लब्धवरोऽथ तेष्वपि कदाऽप्ययश्नात्यहो द्विः स चेद्,
भ्रष्टो मर्त्यभवात्तथाऽप्ययसुकृती भूयस्तमाप्नोति न ॥ १ ॥

स्तंभानां हि सहस्रमष्टसहित प्रत्येकमष्टोत्तरं,
कोणानां शतमेषु तानपि जयन् द्युतेऽथ तत्संख्यया ।
साम्राज्यं जनकात्सुत· स लभते स्याच्चेदिदं दुर्घट,
भ्रष्टो मर्त्यवात्तथाऽप्यसुकृती भूयस्तमाप्नोति न ॥ २ ॥

वृद्धा कापि पुरा समस्तभरतक्षेत्रस्य धान्याऽऽवलिं,
पिंडीकृत्य च तत्र सर्षपकणान् क्षिप्त्वाऽऽढकेनोन्मितान् ।
प्रत्येकं हि पृथक्करोति किल सा सर्वाणि चान्यानि चेद्,
भ्रष्टो मर्त्यभवात्तथाऽप्यसुकृती भूयस्तमाप्नोति न ॥ ३ ॥

सिद्धयूतकलाचलाद्धनिजनं जित्वाऽथ हेम्ना भरै
श्चाणक्येन नृपस्य कोशनिवहं पूर्णीकृतो हेलया ।
दैवादाढ्यजनेन तेन स पुनर्जीयेत भूत्रा क्वचिद्
भ्रष्टो मर्त्यभवात्तथाऽप्यसुकृती भूयस्तमाप्नोति न ॥ ४ ॥

रत्नान्याढ्यसुतैर्विर्कीय वणिजां देशान्तरादीयुषां
पश्चात्तापवशेन तानि पुनरादातुं कृतोपक्रमैः ।
लभ्यन्ते निखिलानि दुर्घटमिदं दैवाद्घटेत क्वचिद्
भ्रष्टो मर्त्यभवात्तथाऽप्यसुकृती भूयस्तमाप्नोति न ॥ ५ ॥

स्वप्ने कार्पटिकेन रात्रिविगमे श्रीमूलदेवेन च,
प्रेक्ष्येंदु सकलं सुनिर्णयवशादल्पं फलं प्राप्य च ।
स्वप्नस्तेन पुनः स तत्र शयितेनाऽऽलोक्यते कुत्रचिद्
भ्रष्टो मर्त्यभवात्तथाऽप्यसुकृती भूयस्तमाप्नोति न ॥ ६ ॥

राधायाः वदनादध भ्रमवशाच्चक्राणि चत्वार्यपि
भ्राम्यन्तीह विपर्ययेण तदधो धन्वी स्थितोऽवाङ्मुखः ।
तस्याः वामकनीनिकामिषुमुखेनैवाऽऽशु विध्यत्यहो!
भ्रष्टो मर्त्यभवात्तथाऽप्यसुकृती भूयस्तमाप्नोति न ॥ ७ ॥

दृष्ट्वा कोऽपि हि कच्छपो ह्रदमुखे सेवालरन्ध्रान्विते,
पूर्णेन्दुं मुदितः कुटुम्बमिह तं द्रष्टुं समानीतवान् ।
सेवाले मिलिते कदाऽपि स पुनश्चन्द्रं समालोकते
भ्रष्टो मर्त्यभवात्तथाऽप्यसुकृती भूयस्तमाप्नोति न ॥ ८ ॥

शम्या पूर्वपयोनिधौ निपतिता भ्रष्टं युगं पश्चिमा-
म्भोधौ दुर्धरवीचिभिश्च सुचिरात्संयोजितं तद्द्वयम् ।
सा शम्या प्रविशेद्युगस्य विवरे तस्य स्वयं चापि चेद्
भ्रष्टो मर्त्यभवात्तथाऽप्यसुकृती भूयस्तमाप्नोति न ॥ ९ ॥

चुर्णीकृत्य पराक्रमान्मणिमयं स्तंभं सुरः क्रीडया,
मेरौ सन्नलिका समीरवशतः क्षिप्त्वा रजो दिक्षु चेत्।
स्तंभं तैः परमाणुभिः सुमिलितैः कुर्यात्स चेत्पूर्ववद्,
भ्रष्टो मर्त्यभवात्तथाऽप्यसुकृती भूयस्तमाप्नोति न ॥ १० ॥

॥ इति सुदुष्प्रापमनुष्यभवोपरि श्रीउत्तराध्ययनसूत्रगता दशदृष्टान्ताः ॥

ભાગ બીજો

## — સુવાકય રત્ન સંચય —

૧ ઉપાશ્રય જીનમંદિરાદિ આત્માને હવાખાવાનું શ્રેષ્ઠ સ્થળ છે બહારનો રોગ દૂર કરી તંદુરસ્તી પ્રાપ્ત કરાવનાર સેનેટોરીયમ છે બગીચો છે

૨ શ્રી જીનેશ્વરદેવની આજ્ઞાના સેવનમાંજ પોતાનું શ્રેય માને છે તેજ સાચો સંઘ છે

૩ આજ્ઞા માનવા સિવાઈની ભક્તિ તે સાચી ભક્તિ નથી

૪ જેમ ઘેબરાદિ નામ સાંભળવાથી અને વિવિધ દવાઓ જોવા કે વાંચવાથી ભુખ કે રોગ મટતો નથી, તેમ કેવળ શાસ્ત્ર શ્રવણથી કે અધ્યયનથી ભવરોગ જતો નથી

૫ શારીરીક રોગ મટાડવા વૈદ્ય કે ડૉ પાસે જઈ તે કહે તેમ કરો છો પણ આત્મા માટે?

૬ જુના રોગ માટે અતિ કડુદવા લેવી પડે છે તેમ અનાદિ ભવરોગ માટે પણ

૭ રોગીને ઈષ્ટ આરોગ્ય છે તો તેનું ઈષ્ટરોધક ઈન્દ્રી તેના ત્યાગ કરવો જોઇએ, તેમ જગતના જીવોનું ઈષ્ટ

સંપૂર્ણશાશ્વત સુખ છે. તેના રોધક ઈચ્છીતોનો તેમણે ત્યાગ કરવો જોઈએ.

૮ આપણને જેણે એક જ વાર દુઃખ આપ્યું હોય, તેનાથી હંમેશા દૂર રહીએ છીએ. તો પછી આ શરીર અનાદિ કાળથી દુઃખજ આપે છે. તેના પર રાગ કેમ કરાય ?

૯ જે સ્થાનમા રહી જીવે અપાર દુઃખ સહન કરી જન્મ લીધો છે, તેજ સ્થાનને (યોનીને) ફરીથી જુવે છે, ત્યારે ખુશી થઈ ઉન્મત બનીને ન કરવાના કૃત્યો કરે છે એ શું કામદેવની ઓછી ભયંકરતા છે ?

૧૦. જગતના દરેક સંચા અશુદ્ધને શુદ્ધ કરે છે, ત્યારે જઠર રૂપી સચો ઉત્તમ વસ્તુને દુર્ગંધીને કચરો બનાવે છે !

૧૧. વિષ્ટા કહે છે–'ગઈ કાલેજ કંદોઈને ત્યાં સુંદર દેખાતી હું એક દિવસ માત્રના દેહસંગથી આ સ્થિતિ પામી તો નિરંતર દેહ મગ્નોની શી દશા ? (કામાધો માટે)

૧૨. પરલોકમાં એકજ ચીજ લઈ જવાની છે (પુણ્ય) પાપ નરક છે. (નાકા બધી પરે)

૧૩. ઇચ્છાથી આ સ્થળાદિએ આવ્યા નથી, ઇચ્છા મુજબ જવાશે નહિ માટે ચેતો.......

૧૪ જવા જવુ હોય ત્યાની જેમ ટીકીટ લ્યો છો, તેમ અહીથી જતા પહેલા પુણ્ય–ટીકીટ લ્યો.

૧૫ બદલી થાય ત્યારે ગામ સ્થાનાદિની ચીતા માફક પરલોક માટે વિચારીને ચેતો

૧૬ ગતી કઈ થશે તેનો વિચાર કર્યો? પલ્લુ કયુ નમશે? સુકૃત્યનુ તે દુષ્કૃત્યનુ? જો દુર્ગતી દેખાય તો ખાવુ પીવુ મોજશોખ કેમ ગમે છે?

૧૭ પાપનો નતીજો છે એમ જો માનો છો, તો વિચારો કે આબાદી કરો છો કે બરબાદી?

૧૮ સાપ કરતા પાપનો વધુ ડર રાખો (પાઘડીને સાપ)

१९ त्रिडागत् सुपक्त्वत् पाप मोक्त्व जानीयात्

૨૦ પોલીસ, જેલ, ફાંસીના ભયથી ચોર પણ રાત્રે થાપ દઈને ચોરી, ખૂન કરે છે તો પરલોક માનનાર આસ્તિક માત્રને પાપનો ડર અને પશ્ચાતાપ ન હોય તો આસ્તિક શાનો?

૨૧ પછીથી દુ ખ હોય તેવુ ચાર દિનુ રાજ્ય ઈચ્છાય નહિ તેમ બધુ વિચારો

૨૨ શ્રદ્ધા રાખો, પાપથી ડરો દૈવ ડાંગ નથી મારતો કુબુદ્ધિ આપે છે

૨૩ મુકવા માટેના ઉદ્યમ ચાલુ છે કે, લઈ જવા માટેનો એતો વિચારો!

૨૪ સ્વપ્નવત્ મોહ નિદ્રામાથી જાગો ત્યારે મારૂ શુ? ને પરનુ શુ? તે સમજાય

૨૫. જીંદગીની મહેનતનો પળમાં નાશ થાય એવી મહેનત શા માટે કરવી?

૨૬. છેડો સુધર્યો તેનું બધું સુધર્યું, તો અંત સમાધી માટે કુંટુંબને કેળવો. (કુવામા દોરડાનો છેડો)

૨૭. બધી વ્યવસ્થા કરી પણ કલ્યાણ મિત્રની કરી ?

૨૮. જીંદગીરૂપી કંપનીના બે ભાગીદારમા શરીરનો ને આત્માનો હિસ્સો કેટલો ?

૨૯. બહિરાત્મા અંતરાત્મા અને પરમાત્મા આત્માની કઈ દશા છે ? વિચારો.

૩૦. જગત આશારૂપી વિલક્ષણ બેડીને ઓળખી મુક્ત બનો.

૩૧. કુટુંબમાં ધર્મગોષ્ટીનો કલાક રાખ્યો ?

૩૨. જે કાર્યને સાધવું હોય તેનેજ યોગ્ય ઉદ્યમ કરવો જોઈએ માએ કહ્યું દિકરા મહેનત કરો તો ધન મળે. પેલા અખાડામાં ગયા !!

૩૩. પેઢી કઈ સાચવવી છે ? ઘરની કે શાસનની ?

૩૪ મિથ્યાત્વીની સોબતથી ઈશ્વરને કર્તા ન માનો

૩૫. લક્ષ્મીના દાસ ન બનો નાથ બનો

૩૬. ચંડાલ ચોકડીને સ્થાન ન આપો. (કષાય)

૩૭ કસ્તુરીઆ મૃગ માફક આત્મામાજ રહેલ સુખ માટે બહાર ન ભમો.

૩૮. શેઠની આજ્ઞા ભાગતા ડર લાગે છે ? કે પરમાત્માની ?

૩૯ દેશાવર જતા દિકરાને કઈ શિખામણ?

૪૦ તોફાની દરીએ જીવના જોખમે પણ સ્વાર્થી માબાપ લક્ષ્મી માટે ટીલાવીને હર્ષથી મોકલે છે પણ ધર્મ માટે?

૪૧ વેગે ખાડો કુદનારની માફક વૈરાગ્ય વેગ આવે તુરત અમલ કરો

૪૨ સંસારની અસારતા જાણતા છતા ચેત્યા નથી, તો પોપટીયુંજ જ્ઞાન ને?

૪૩ સત્સંગનું ફળ–કતક ચૂર્ણના સંગથી ડોળુ નિર્મળતાને, ફુલના સંગે કીડો અને સુતર મસ્તકે, સુવર્ણ સંગે કાચ મણીપણાને પામે છે

૪૪, સંગનું ફળ–જળ–ગંગામા ગયેલ ગંગાજળ, ગારે ગંદુ, દરીયે ખારૂ, મેલડીયે ચુસ્યુ મીઠું, છાસે છાસ રૂપ, ચુને ચુના રૂપ

૪૫ રોજ દર્પણમા મુખ પુનઃચંદ જુનો છો, તેમ આત્મ સ્વરૂપ જુઓ

૪૬ તંદુલીઆ મચ્છ માફક મનથી પાપ ન બાંધો

૪૭ ધરાયો ન ખાય, ક્ષુદ્ર જંતુ સામે ભુખ્યો પણ ન ધાય, આગળથી ગર્જના કરીને, પુચ્છ પછાડીને ધાય, છતા સિંહ જગતી ક્રુર હિંસક ત્યારે તમે?

૪૮ પ્રત્યક્ષને જ માનનાર દુરાગ્રહીને પોતાના પીતા પ્રત્યે જ શંકા થવી જોઈએ

૪૯. બાહ્ય પદાર્થો તરફ દોડશો તો તે છાયાની માફક આગળ જશે, પણ સૂર્ય તરફ રહેવાથી જેમ છાયા તેમ અંતરાત્મા તરફ રહેવાથી તે પાછા દોડયા આવશે.

૫૦. પારસમણીથી જેમ કાટવાળુ લોહ સુવર્ણ ન થાય, તેમ ધર્મરત્નથી પાપ રૂપી મનનો (હૃદયનો) કાટ-વાળો નિર્મળ શુદ્ધ સ્વરૂપી ન થાય

૫૧. મરણનો ભય કોને? સિપાઈને જોઈ ભય ચોરને કે સજ્જનને?

૫૨. પીષ્ટ, મધુ, ને ગોળ ત્રણેની મદીરા, પીવાથી મદ કરે છે. જ્યારે આ મદીરા દર્શન માત્રથી મદ કરે છે.

૫૩. બૈરી પરણવામા જવાબદારી કેટલી? મનુષ્ય ભવનું ફળ જો સંસાર વાસજ તો પછી બીન જવાબદારી વાળું તિર્યંચપણું ચાહો.

૫૪. મરચાં મીઠાવાળાને રોજ સંખ્યાબંધ ગ્રાહક છતાં સરવાળે રોટલા જેટલુંજ કમાય પણ જેમ ઝવેરી રોજ દુકાન ખોલે, પરંતુ વરસમા પાંચ–પચીસ ગ્રાહક અવસરે મળી જતા ન્યાલ થાય છે. તેમ નિરંતર ધર્મક્રિયા કરનાર અવસરે ઉત્કટભાવ આવતા ન્યાલ થઇ જાય.

૫૫. ખાતાં તપ યાદ આવે છે? કે ઉપવાસમા ખાવાનું?

૫૬ અર્થકામ માટે ધર્મનો ભોગ અપાય છે કે, ધર્મ માટે અર્થ કામનો ?

૫૬ જીન ભાષિત નવ તત્વોને છોડી, સોનુ-રૂપુ ને તાણુ ગોળ ઘી ને ઘઉ, બૈરી છોકરાને હુ, નવ તત્વને સદ્દહુ એમ થયુ છે ?

૫૮ તણુરાના તાર માફક ત્રણે યોગ એક થયે કામ થાય

૫૯ સાસ પુખણામા ધુમરૂ, સાબેલુ તાગ ને ભાલો ને રવૈયા એ પાચ વસ્તુ બતાવી શુ કહેવા માગે છે? ચાર પેઢીઆ ફ કીને તથા ઠીકરૂ મુકી શુ સુચવે છે ? કન્યા શુ કે છે કેમ ?

૬૦ કેવળ તારનાના સ્વભાવ વાળી ધમસત્તાને શરણે ગયા એટલે રાજરના અને તેને પણ ક્ષણભગુર કરનારી કમસત્તાથી છોડાવી અવિચળ સ્થાને મુકે છે તેના શરણ વિના સાચી આમાદ્દી નહિજ મળે

૬૧ ખરાબ ખાતરથી શેરડી પકવાય, તેમ અશુચીમય દેહથી મોક્ષ મેળવો

૬૨ પરિણામે સુખકારી મગળ કયુ ? મોક્ષની ઈચ્છાજ થવી દુર્લભ છે

૬૩ ત્રણ દીનો ભુખ્યો અટવીનુ ઉંલ્લઘન કરી આવેલ બ્રાહ્મણ જેમ મોદક ઘેબરાદિ પર અવિલબે ત્રાપ મારે, તેમ અનતકાળથી સુખનો ભુખ્યો પ્રાણી ધર્મ રૂપ ઘેબરપર તરાપ મારેજ-આરાધેજ

૬૪. સર્વ ત્યાગ સહેલો છે પણ કષાય ત્યાગ દુષ્કર છે.

૬૫. સિદ્ધાંત સાંભળવાનો ગુણ હોય તે જાણી શકે કે....

૬૬. કશુંય ન હોય તેવો શિકારી ત્યાગી ન કહેવાય, તેમ વિરતિ વગરનો ધર્મી નહિ.

૬૭ મુંગા, પંગુ, વાંઢા તેમજ નવ ગ્રૈવેયક અને અનુત્તરના દેવો તથા નિર્ધનો અનભિગ્રહી હોવાથી એક વતી કે ધર્મી ન કહેવાય નારકી ને દેવ અચિત્તાહાર કરે પણ તેથી શું ? વિરતિ વગર લાભ નહિ.

૬૮. બોલવું તે સત્ય. પણ સત્ય તેટલું ન બોલાય.

૬૯. આંખના પાટાની મુંઝવણ દારૂડીઆને ન થાય, તેમ આઠ કર્માવરણની મોહ મદ્યપને ન થાય

૭૦. હજુ સુધી કાંઈ સુકૃત કર્યું નહિ ? એમ કોપેલ યમ વૃદ્ધવા દાંત પાડી નાખે છે. માથે પળીઆના છળથી વૃથા જન્મ કહી વિધી ભસ્મ નાખે છે.

૭૧. બાળ રાજકુમાર જેમ પાંચ પેંડા માટે રાજ્ય લગી આપે, તેમ અજ્ઞાન માનવ ઇન્દ્રિય વિષયરૂપ પેંડા માટે મનુષ્યભવ વેડફી નાંખે છે.

૭૨. મનુષ્યભવની દુર્લભતા–દેવ અસંખ્યાત પણ ઉમેદવાર તો પંચેન્દ્રિય તિર્યંચ ને મનુષ્યજ, જ્યારે મનુષ્ય ૨૯ આંકજને ઉમેદવારી નિગોદથી માંડી સર્વની (તેઉ વાઉ સિવાય) માટે ચેતો.

૭૩. બાળ રાજકુમારને જેમ રાજ્ય મેળવવાની મુશ્કેલી,

અને દુર્લતાનો ખ્યાલ ન આવે તેમ અજ્ઞાન મનુષ્યને સ્વભવની દુર્લભતાનો ખ્યાવ ન આવે

૭૪ આશાઓ પુરી કરીને કોણુ મરૂ છે વિચારો તો ખરા?

૭૫ એક ગ્રહ—પરિગ્રહ—સર્વતોગ્રહ

૭૬ જગતમા કોઇ કપની એવી નહિ હોય જે જોખમ દારી પોતાની ગણે અને બધો નફો શેર હોલ્ડરોને વહેચી આપે પણુ આત્માએ ખોલેલ આપુર પુ યાદિ, સગો-વહાલા શેરહોલ્ડવાળી કપની વિપરીત છે તે કેવી મુર્ખાઈ?

૭૭ મરણુ પાછળ કુટવાથી વળવાનુ શુ? યમને છતો

૭૮ કાણી કોઠી કોઈ દી ભરાશે નહિ અત્યાર સુધી કેટલુ ખાધુ?

૭૯ એક દીવાદાડી પર, એક ચાલ્વાપર હજારો દ્રષ્ટિ, એક સોયની અણી ઉપર લાખો દીપકોનો પ્રકાશ રહી શકે, તો એક કાયામા અનત અરૂપી છવો કેમ ન રહી શકે? દવાના ઢવાવમા એક ટીપામા લાખ દવા તો માનોજ છો

૮૦ B\ સર્વત્ર BA

૮૧ હે વ્યાપારી નર ભવનગર પ્રાપ્ત કરી રત્નક પ્રરીત મોક્ષનગરે જા,

૮૨ અનતા દ્રવ્ય ચારિત્રના પરિણામે ભાવ ચારિત્ર આવે

જેમ હજારો વાર આડાતેડા લીટાને અંતે સાચો એકડો આવડે.

૮૩. અકસ્માતાદિ આફત આવતાં એ ભગવાન થાય? કે એ બાપ રે મરી ગયો?

૮૪. અહીં પણ હડતાલ? શા કારણે? શું બગાડયું?

૮૫. ઉંઘતા પણ જીવાજીને પુછો કે–અલ્યા શું માંગે છે? તો તરત કહેશે પણ...ધર્મનું પુછો તો?

૮૬. દુનીઆ મરણથી ડરે છે એ વાત નામનીજ છે. તત્વથી તો અનંત મરણ વધે એવી કાર્યવાહી–બેફીકરથી ખુશી ખુશી થઈ કરે છે. એ આશ્ચર્ય છે.

૮૭ ભડીઆરાની ભઠ્ઠીમાંથી ઉડી બહાર પડેલ ચણા જેમ ત્યાગી થનારને ભાગ્યશાળી માનો

૮૮ સંયોગ અંતે વિયોગ, હર્ષ પછી શોક, ચડતી પછી પડતી, સુખ પછી દુ:ખ, અન ઉદયને અંતે અસ્ત, એ સામાન્ય નિયમ છે માટે વિચારો.

૮૯. તમે દેહના શેઠ છો કે નોકર? એ વિચારો.

૯૦. કુટુંબ શરીરથીજ મોહીત છે. શરીર જડ છે માટે ઉંડુ વિચારો તો સમજાશે.

૯૧. કુટુંબનો મોહ કોનાપર દેહ કે આત્માપર છે? અરે દેહપર છે તો તેને પણ પછી કેમ ભસ્મી કરાય છે? વિચારો.

૯૨ ઘોડાનો સ્વાર કોને કહેવાય? પંચાસ્વસ્થ પ્રાપ્ત થયો છે તો ખરા ન્હાર બની સ્વસ્થાન તરફ જાવ

૯૩ ખબર છે? શરીરના એક રોમે ૧॥ રોગ? એમ સાડા ત્રણ કરોડ રોમમા કુલ ૬ કરોડ ૧૨॥ લાખ રોગોનુ જોખમ યાવત્ જીવ રહેલુ છે

૯૪ અન્યાય, મહાઅન્યાય, બળવો પોકારો, બંડ ઉઠાવો, ભયકર જુલ્મનો સામનો કરો, હતાશ ન થાવ, ચેતો સુભગ બનો પ્રાણની પણ પરવા ન કરો આઝાદિ જરૂર મળશે (કર્મ નામ)

૯૫ વાસ્તવીકતો સુખદુખનો સબધ મનપર છે

૯૬ બે સાથવાહ છે એક પોતાનુ ધન (ધર્મ) આપીને ઇષ્ટ સ્થાને લઈ જાય છે, કમાણીમાથી કાઈ લેતા નથી બીજો કાઈ આપતો નથી ને પુર્નનુ લઈ લે છે કોની સાથે જવુ છે? મુનિ અને પુત્રકલત્ર બાધવાની

૯૭ જેમ સગીર કોલેજીઅન સાયન્સાદિ કઇ લાઇનિ લેવી તે નક્કી કરે છે, તેમ જો સાચો વીચારક હોય તો જીદગીની સફળ લાઇન વીચારવીજ જાઇએ

૯૮ સવારે એકાન્તે રોજ વિચારો કે—શ્રી રૂષભદેવના પુત્રાદિકે, જબુસ્વામી, અયવતીસુકુમાર ધન્નાજી શાલીભદ્રજી, અભયકુમાર, પૃથ્વીચદ્ર ગુણસાગર, ઉદાયન રાજા, સનત્કુમાર, અયમત્તામુનિ, શ્રેણીક મહની રાણીઓ, વિજયશેઠ, વિજયા શેઠાણી, સ્થુલભદ્રજી, એ બધાઓએ

સંસારનો કેમ ત્યાગ કર્યો હશે? એ ઠગાયા કે અમે ઠગાઈએ છીએ?

૯૯. સંસાર ભયંકર ભવ ભૂધર છે. બાહ્ય દૃષ્ટિએ દેખાતી સૌંદર્યતા અભ્યંતર દૃષ્ટિએ ભયંકરતાજ છે.

૧૦૦ દિશા ફેરવો–સંસારીનો પરીષહ આત્માની અધોગતી માટ થાય છે, ને સાધુનો ઉન્નતિ માટે.

૧૦૧. મુસાફરીમાં માસીક રૂપીએ મોટો મહેલ મળે પણ પ્લેગના ઉંદરો પડયાનું જાણતા જેમનાસો તેમ સંસાર........

૧૦૨. દુનીયાના વિષયો પરથી રાગ ન છુટે ત્યાં સુધી વીતરાગપર સાચો રાગ થવો મુશ્કેલ છે.

૧૦૩. જે વિષયનો વિરાગી બને તેજ વીતરાગનો રાગી બની શકે.

૧૦૪. કાછીઆ અને ઝવેરીના વ્યાપાર વચ્ચે ફરક.

૧૦૫. આગળ પાછળ જોતાં શીખો. ભયને પીછાની બચવા ઉદ્યમ કરો.

૧૦૬. લેવું લેવુંનુ દરદ અનાદિ કાળથી છે. તમે તમને સમજો હુ કોણ ચીજ છું.

૧૦૭. તીર્થંકરના વચનરૂપ અરીસામાં શું દેખાય છે?

૧૦૮. પેટ પઠાણની આકરી ઉઘરાણી.

૧૦૯. તૃષ્ણા રાક્ષસીનું વિચિત્ર સ્વરૂપ.

૧૧૦ જેમ કોલેજનો પટાવાળો ૫૦ વર્ષ ત્યા રહે તો પણ શિક્ષક થતો નથી અને વિદ્યાર્થી-ડીગ્રીધર થઈને નીકળે છે, પણ તે પટાવાળોજ રહે છે તેમ યોગ્ય ઉદ્યમના અભાવે અનેક ગુરૂઓના સમાગમે પણ મૂઢ તેવોને તેવોજ રહે છે

૧૧૧ શ્રી જીનેશ્વરદેવની પૂજા સમયે-દાન, શીલ, તપ, ભાવ એ ચારેની, ને અહિંસાની આરાધના થાય છે રત્ન પાત્રને અક્ષત રૂપાદિ, પાચે ઇદ્રિયોનો સવર, આહારનો ત્યાગ, વિનય, ભક્તિ, પાચ કલ્યાણક, ત્રણ અવસ્થા, તથા શુભ ભાવ, પૂજન સિવાયની ક્રીયાનો ત્યાગ

૧૧૨ જોશીને બધુ પૂછાય છે પણ ચારિત્રનો ઉદય છે કે નહિ તે પુછ્યુ છે? રૂચી હોય તોને? એનુ સ્વપ્ન પણ કોઈ દી આવે છે?

૧૧૩ આજે શુ માનો છો? દાનત રાખે બૂરી, તે ખાય શીરો ને પુરી, દાનત રાખે સાફ, તે ખાય ચુલાની રાખ પણ યાદ રાખજો કે અંતે દાનત રાખે બુરી એની હાલત થાય ભુંડી, દાનત રાખે સાફ, તેના સઘળા ગુન્હા માફ

૧૧૪ મરતો કંજુસ કહે- મારી પેટીને દે તાળુ, ખોલે તેનુ મ્હો કાળુ મરતો ધર્મી કહે-મારી પેટીને ખોલ, કયા કયા આપુ બોલ

૧૧૫ કમાવામાં કાંકરા ને ખોવામાં હીરા એ માનવું જીવનનો સાર?

૧૧૬. હમણાનું ને પછીનું એમ જીવન બજારમાં બે કામ છે યુક્ત કયું ?

૧૧૭. પોતાની આંખમાં મરચું નાખનાર કરતાં ક્રોધ કરનાર મોટો મુર્ખ છે.

૧૧૮. સાકરને પસંદ કરનાર જીભ કડવું વચન કેમ પસંદ કરે છે?

૧૧૯. માણસથી પોતાનું દુઃખજ નહિ, પણ બીજાનું સુખ પણ સહ્યુ જતું નથી તેનું શું કારણ?

૧૨૦. માનવજીવનનું ધ્યેય નક્કી કર્યુ છે? મોક્ષ સુખનીજ તીવ્ર અભિલાષા રાખો.

૧૨૧. વાત્ત પિત્ત ને કફનો અતિરેક, દ્રવ્ય સન્નિપાત. રાગદ્વેષ મોહના ભાવ સન્નિપાતથી બચવા, ધનવંતરી જીનધર્મ ઔષધ સેવો.

૧૨૨ જેનું ધન પાત્ર ગાત્ર કે છેવટ (ચોરાવું ટેક્ષાદિ) આત્રમા જાય છે તે ક્રમે ડાહ્યો, મધ્યમ; અને મહામુર્ખ છે.

૧૨૩. દરેક જ્ઞાનીઓએ સંસારને ભયંકર દુઃખદાયી, ને અસાર કહેલ છે. તમને કેવો લાગે છે? નથી કેમ લાગતો? કારણ વિચારો.

૧૨૪ બે સ્ટીમરો ખગાબ સારા મશીન વાળી મોહ અને
ધર્મની શેમા બેસવુ છે?

૧૨૫ ૧-૨ ને થર્ડ ક્લાસ સર્વ-વિ દેશ વિ ને સુપ્ર
કૃત્વ ક્યા બેસવુ છે?

१२६ दुस्त्य जतो पर घनम्॥

૧૨૭ આખુ જીવન જેને અર્પણ કર્યું છે તે ધનપુત્રાદિનુ
અતે શરણ કરાય છે? કે અરિહંતાદિનુ?

૧૨૮ દોઢ ડાહ્યો ત્રણ ઠેકાણે ખરડાય

૧૨૯ સોય કાતર સમ સજ્જન દુર્જન



નવ દ્વારના આ પાંજરામાં, પ્રાણ પંખી જે રહ્યું;
ઉડયું નહિ આશ્ચર્ય છે, કૌતુક શું જો તે ઉડયું. ૨૦

કોને ખબર ક્યારે ધમણ, આ ચાલતી અટકી જશે,
તેજસ્વી લોચનની કીકી, આ હાલતી અટકી જશે;
થંભી જશે જીહ્વા અને, ધબકાર હૈયાના અહો,
જેવું કર્યું તેવું પછી તો, જીવ પરભવમાં લહો. ૨૧

સંસાર રૂપી આગગાડીમાં મુસાફર છે ચઢયો,
એગમાં છે દાગીના, જેથી નથી તે ઉંઘતો;
થોડાક સ્ટેશન તો ગયા; પછી કોઇને કીધા વગર,
સામાનને લીધા વગર, તે એકદમ ઉતરી પડયો. ૨૨

રમણી રંગમાં અંગ ઉલસ્યું, વિષય સુખમાં ચિત્તડું વસ્યું;
શિયળ ભંગનો દોષ ના ગણ્યો, અરર હાયરે બાવરો બન્યો. ૨૩

અથીર દામમાં, હું રહ્યો અડી, ધરમ વાતતો. ચીત્ત ના જડી,
ઉદ્યત મોહમાં હું થયો અતી. અરર માહરી શી થશે ગતી; ૨૪

ધન હીરાકણી મોતીને મણી. અર્બુદ અર્થનો તું (હું) થયો ધણી,
અધિક આશતો અંતરે ઘણી,, અરર લોભને ના શકયો હણી. ૨૫

કપટ કૂડના કર્મ તો કર્યાં, ધન રળી રળી ભોંયમાં ભર્યાં;
કર વિચાર તે કોણ કાઢશે, સમજ પ્રાણીઆ શી ગતી થશે. ૨૬

નાણું બીન નિતી તણું નિશ્ચે નહિ રહેનાર;
મુલ્લા લાવે મુઠીએ, અલ્લા ઊંટ હરનાર. ૨૭

પૈસાવાળાની બકરી મુઇ તે ગામ આખાયે જાણી;
નિર્ધનીયાની બૈરી મુઇ, પણ કોઇએ નહિ તાણી. ૨૮

હુ પુછુ તુજ લક્ષ્મી, કૃપણ ઘરે કયમ જાય,
દાતા શૂર ચતુર નર, તે તુજને ન સુહાય ૨૯

શૂરા ઘર રંડાપણે, દાતા દે પર હાથ,
ચતુર ઘરે મુજ શોકય છે, તેણે ગ્રહ્યો કૃપણનો હાથ ૩૦

કૃપણ કોથળી શ્વાન ભગ, દોનો એક સમાન
ઘાલત હી સુખ ઉપજે, નિશ્વત નિકસે પ્રાણ, ૩૧

લ્યે લુટી ધન કૃપણનુ, કા રાજા કા ચોર,
ખણેરાયે ખાનડે, ગોગડી કેરા બાગ ૩૨

ઉદાર નરને કૃપણનો, સરખો વરો સાય
કસર કરે કંજુનને, લાખ ગતે લુટાય ૩૩

કરે કષ્ટમા પાડવા, દુર્જન ક્રોડ ઉપાય,
પુણ્યવતને તે સહુ, સુખના કારણ થાય ૩૪

જીતને તારે ગગનમે, ઉતને શત્રુ હોય,
પુન્ય હોય જો પાસમે, બાલ ન બાંકો હોય ૩૫

પાપ છુપાવ્યુ નવિ છુપે, છુપે તો મોટુ ભાગ,
દાબી દુબે નવિ રહે, રૂ એ લપેટી આગ ૩૬

પાપ નહિ છાનુ રહે, છુપુ કરો કે ચોકમા,
નક્કી તે ચાવુ થશે, આ લોક કે પરલોકમા ૩૭

સમુદ્ર ચાહે નહિ મેઘ, તો પણ જલ બહુ આય,
પાત્ર બનેવા આનમા, પુણ્યોથી ઉભરાય ૩૮

પહાડ મેઘ બાહો રહે યાકે પાણી જાય,
મેઘ પણ વરસે ઘણા, તો પણ કુછ ન જાય ૩૯

સુભુમ રાવણ બ્રહ્મદત્તાદિ. સર્વ જગત શીરદાર:
પુણ્ય પૂર્ણ થાવા થકી, પહોંચ્યા નરક મોઝાર. ૪૦

પાપી દ્રષ્ટિ જીવને, ધર્મ વચન ન સુહાય;
કે ઉંઘે કે લડપડે, કે ઉઠકે ઘર જાય. ૪૧

મન તો ધુળ્ય તણું ખાનારૂં રે, જીવનું કહ્યું નહિ માનનારૂં;
પાપ બંધાવી આત્મ રાજાને, પોતે રહે જઈ ન્યારૂં;
હરામ ખોરને હાકલી રાખજે, મોત બગાડશે તારૂં રે. મન૦
દેહનગરીનો જે જીવ રાજા, મન કહે રાજ મારૂં;
પ્રજા થઈ રાજાને દંડે, એ તો સો મણ તેલે અંધારૂં રે. મન૦૪૨

આત્મા છે. તે નિત્ય છે, છે કર્તા નિજ કર્મ;
છે ભોક્તા, વળી મોક્ષ છે, મોક્ષ ઉપાય સુધર્મ. ૪૩

તીર્થે પાપ ટળે નહિ, જો મન મેલ ન જાય;
ખાળ કુંડીનું હાંડલું, ઉપર ધુવે શું થાય?. ૪૪

અશક્ત પણ શક્તિ ધરે. કરી સંપ સંબંધ;
જાય આંધળો કાસીએ, ધરી લુલાને ખંધ. ૪૫

બહુજન મળીને જે કરે, તે એક ન કરાય;
સાવરણી ઘર સજ્જ કરે, સળી એકે શું થાય? ૪૬

રામ નથી રામાયણમાં, કૃષ્ણ નથી ગીતાજીમાં;
ઈસુખ્રીસ્ત નથી બાઈબલમા, હજરતમહંમદ નથી કુરાનમાં,
પણ જે સદાચાર નિતી. ધર્મ અને સત્યમા. ૪૭

સ્નાન કરતા માછલાં, બગલા રહે છે ધ્યાનમાં,
પાન ખાઈ બકરા જીવે, સિંહો વસે છે રાનમાં;

બેલ ઘૂમે ઘાચીનો, આ ઘટ બાધીને ગળે,
ભાવના શુદ્ધિ વગર, ફળ તપ તણુ કઈ ના મળે ૪૮
આ દેહ રૂપી રથ વિષે, માલીક બેઠો આતમા,
બુદ્ધિ રૂપી છે સારથી, મનની લગામો હાથમા,
ઇન્દ્રિય-રૂપી અશ્વ છે, જેની ભયકર છે ગતી,
દોડે શુભા શુભ માર્ગમા, ચાલાક જેવો સારથી
એ અશ્વને વશ રાખીને, બુદ્ધિધનો રથ હાકતા,
કાબુ વગર તોફાની અશ્વો, ખાડમા રથ નાખતા,
સમજુ જનો નિજ શ્રેય કાજે, સારથી શુભ રાખતા,
અશુભ રાખે મૂઢ જન તે, દુર્ગતી ગર્તા જતા ૪૯
વર્ષો ગાઠ તણે દીને, ખાય પીયે છે માલ,
પણ સમજે નહિ એટલુ, કે દિવસ ગાઠકો જાય ૫૦
જબ જનમ્યો તુ જગમહી, જગ હસે તુ રોય,
કરણી એસી અબ કરો, તુ હસે જગ રોય ૫૧
નીચી નજરે ચાલતા, ત્રણ ગુણ મોટા થાય,
કાટો ટળે દયા પળે, પગ પણ નહિ ખરડાય ૫૨
તબલગ જોગી જગગુરૂ, જબલગ રહે ઉદાસ,
જબ જોગી આશા કરે, તબ જોગી જગદાસ ૫૩
છ કાયમાથી જીવ આવીયો, છ કાય માહે જાય,
છ કાયની રક્ષા કરે, તે અજરામર થાય ૫૪
શાન્તિનાથ તુમે શાન્તિ કરો, ગોળ કપાસીઆ મોઘા કરો,
ખેતા માથે ચોટી ઘરો, ખેતો જાય ખેતાને ઘરે ૫૫

દાદા દરીસન દીજીએ, ધન દીજીએ સાથ;
    વૈરીને છોકરા દીઓ તો, ઉપકાર ન ભુલું નાથ. ૫૬

સમકીત વંત જે જીવડા, કરે કુટુંબ પરિપાળ;
    અંતરશું ન્યારા રહે. જીમ ધાવ ખીલાવત બાળ. ૫૭

સમકીત વીણ નવ પૂરવી, અજ્ઞાની કહેવાય;
    સમકીતિ અડપવયણ ધણી, પણ જ્ઞાની કહેવાય ૫૮

સાસુ તીરથ સસરા તીરથ, તીરથ સાળા સાળી.
    મા બાપ તો નદી નાળા, અડસઠ તીરથ ઘરવાળી. ૫૯

ત્યાગ માર્ગની વાતો કરવી, ને વનીતા ભેગું વસવું;
    દોનો વાત બને નહિ, લોટ ખાવો ને ભસવું. ૬૦

જુઠા બોલ્યાનું જુવો. બધું જુઠમાં જાય;
    વીંછી કરડે ભાંડને, સાચે જૂઠ મનાય. ૬૧

કહેના થા સો કહ દીયા, અબ કયા બજાવું ઢાલ;
    એક શ્વાસમેં જાત હે, તીન લોકકા મોલ. ૬૨

છોટે નરકે પેટમે, બડી બાત ન માય;
    પાવ શેરકે પાત્રમેં, કેસે શેર સમાય. ૬૩

ભણતાં કદી થોડું ભણ્યો, શિખ્યો વચન વિવેક;
    સભા મધ્યે શોભે ભલો, એ ગુણ પામી એક. ૬૪

સાસરા સુખ વાસરા, દો દાનકા આસરા;
    તીન દીન રહેગા, વો ખાયગા ખાસડા. ૬૫

ન સમજે ભાવાર્થ તે, કરે કાંઇનું કાંઇ;
    ફાનસ સળગાવા કહ્યું, નાખ્યું ભડકા માંઇ. ૬

મોટા મોટા પાઘડ બાંધે, માંહી ઘાલે ગાભા,
લેને દેનેકી બાત નહિ, બાત કરને મે આગા ૬૭

રવિને શિર રીપુ રાહુ ચંદ્રક્ષય રોગી આપ, મંગળ છે અંગાર,
બુધ શિર કલંક છાપ, ગુરૂએ ગુમાવી નારી, શુક્ર આંખે છે કાણો,
શનિ લુલો સર્વદા, રાહુ ધડ વિના ગણાણો
વળી કેતુને તો શિર નથી, એમ નવે દુખીયા થયા,
ગ્રહનડવાથીજ દુઃખ થાય તો, ગ્રહને ગ્રહો નડયા કયા ? ૬૮

સાકર તજે ન મધુરતા, સોમલ તજે ન ઝેર,
સજ્જન તજે ન સરળતા, દુર્જન તજે ન વેર ૬૯

દુર્જન મુખમા દુર્વચન, સજ્જન મુખ મીઠાશ,
હોય સુગંધી બાગમા, ગંધાતો સંડાસ ૭૦

દુર્જનકી પ્રીતિ બુરી, ભલી સજ્જનકી તાસ,
જબ સુરજ ગરમી કરે, તબ બરસનકી આશ ૭૧

એક માખી અરૂ દુષ્ટજન, જુઓ ઉનકા જ્ઞાન,
પરદુઃખ દેવા કારણે, ખોવે અપના પ્રાણ ૭૨

નિર્લજ્જ જન લાજે નહિ, કરો કોટિ ઉપાય,
નાક કપાયુ તો કહે, અંગે ઓછો ભાર ૭૩

કૃતઘ્નીને જે આપીયુ, ખાને ત્યા લગી પ્રીત,
ખાતા સુધી ભમે નહિ, શ્વાન તણી એ રીત ૭૪

ગુરુ જે કર્યા ગમારને, ધરી ધુળમા ધુળ,
બાવળીઓ બળીઓ બની, સદાય આપે શૂળ ૭૫

ત્રણ પાવકથી પરજળે, ઈર્ષાળુનું ઉર;
    અન્ય તણી ઉત્કૃષ્ટતા, જોઇ ન શકે જરૂર. ૭૬

વરસાદે વનરાજી, સવિ નવપલ્લવ થાય;
    જાય જવાસાનું કીસ્યું, જે ઉભો સુકાય. ૭૭

નમત નમ્રત મેં ફેર હે, બહોત નમે નાદાન;
    દગલબાજ દુગુણા નમે, ચિત્તા મોર કમાન. ૭૮

ઓસડ છે સહુ રોગના, ઉપાય સહુનો હોય;
    સ્વભાવનું ઓસડ કદી, કરી શકે નહિ કોઈ ૭૯

બારે ગાઉએ બોલી બદલે, તરૂવર બદલે શાખા;
    બૂઢાપણમાં કેશ બદલે, પણ લખણ ના બદલે લાખા. ૮૦

મળતાં કુટીલ મિત્રને, પળમાં મોત પમાય;
    જેમ સુડીથી સોપારીનો, ચોક્કસ ચૂરો થાય. ૮૧

બાથ ભરી ભેટચા થકી, કરીએ નહિ વિશ્વાસ;
    ફોફળ લઈને બાથમાં, સુડી કરે વિનાશ. ૮૨

વાંસ વધે સો વામ, તો પણ પોલંપોલા;
    ગોલો બેસાડે ગાદીએ, તો પણ ગોલંગોલ. ૮૩

બે શબ્દોમાં સાર છે, સવિ શાસ્ત્રનો એહ;
    રાગે કર્મ બંધાય છે, છુટે વિરાગે તેહ. ૮૪

નારી કપટની કોથળાં, નારી નરકની ખાણ
    જે નારીને વશ પડચા, તે ન તર્યા સંસાર. ૮૫

પરનારી પ્રસન્ન ભઈ, દેવત નહિ કછુ ઓર;
    મુત્રપાત્ર આગે ધરે, એહી નરકકા ઠોર. ૮૬

બાયડી પરણે સારા ઘરની, લેવા સારો લ્હાવો
ધણી સામી આંખો કાઢે, પછી કરવો પસ્તાવો ૮૭

વણ પરણેલો પરણવા, પરણ્યો તજવા જાય,
લક્કડ કા લાડુ ખાય સો, ન ખાય સો પસ્તાય ૮૮

શાક બગડે તો દિવસ બગડે, અથાણે બગડે વરસ,
બૈરી બગડે તો ભવ બગડે, ને અધર્મે બગડે સર્વ ૮૯

કામી જનને કામીની, દાડમ સાથે દ્રાક્ષ,
જોગી જનને કામીની, ચૂલા માયલી રાખ ૯૦

પગમા તો નેવળ ધર્યા, નાકે નાખી નાથ,
હાથે નાખ્યા ડમકલા, ત્યારે રહી સ્ત્રી હાથ ૯૧

સર્વે દુખતો સાખીયે, કાઢી કરમનો વાક,
ભુડી જેની ભારજા તે દુખ આડો આક ૯૨

બધાણી ને બાયડી, બેઉના એક સ્વભાવ,
મ્હોડે તો નાના કહે, પણ લીધા ઉપર ભાવ ૯૩

આવી લુવી જીભડી, બોલે આળ પપાળ,
અદર પેસે બોલીને, જોડા ખાય કપાળ ૯૪

જીભ અપશબ્દો કહેને, પીઠ ફટકા ખાય,
જુવે નહિ આંખો અને, નાગો પગે ભોકાય ૯૫

સ્વભાવ હોય બુરો, તેનો થાય ચૂરો,
જીભ હોય ઝેરી, તેનો મુલક બધો વેરી ૯૬

વગર બુદ્ધિએ જોરથી, થતુ હોત જો રાજ,
વાઘ વરૂને વાદરા, કરત જગમા રાજ ૯૭

સાત વેંતના સર્વજન, કિંમત અકકલ તુલ્ય;
સરખા કાગળ હુંડીના, આંક પ્રમાણે મુલ્ય. ૯૮

પંડીત ભયે મસાલચી, કરે બાતો બનાઈ;
ઓરન કો કરે ઉજાળા, આપ અંધારે જાઇ. ૯૯

ઘર નહિ તો મઠ બનાયા, ધંધા નહિ તો ફેરી;
બેટા નહિ તો ચેલા મુંડા, એસી માયા ગેરી. ૧૦૦

હળવે હળવે પુછીએ ને, તત્વ લઈએ તાણી
આગલો થાય આગ, ત્યારે આપણે થઇએ પાણી ૧૦૧

અતિ ઘણું નવિ તાણીએ. તાણે તુટી જાય;
તુટયા પછી જો સાંધીએ, વચ્ચે ગાંઠ રહી જાય, ૧૦૨

આડવેર સુથારને લાકડું, આડવેર દરજીને કાપડું;
આડવેર ઘંટીને ગઉં, આડવેર સાસુને વહુ. ૧૦૩

ગાળો સહન કરીએ સદા, ગાળે ગુમડા ન થાય;
જે ગમાર જન ગાળો દીયે, મુખ તેનું ગંધાય. ૧૦૪

બેઠે દોહી જે બકરી, ઉભે દોહી જે ઉંટ;
વાયે જેવો વાયરો, તેવી દઈએ પુંઠ. ૧૦૫

અંધા આગે આરસી, બહેરા આગે ગીત;
મુરખ આગે રસકથા, તીનો એકી રીત ૧૦૬

ઢોલ મુરખને પશુ, દુમુંખી જે નાર;
દડ દેવો ઘટે તેહને, એને માર તણો અધીકાર. ૧૦૭

ભર્યા સો છલકે નહિ, છલકે સો અદ્ધા,
ઘોડા સો ભુકે નહિ, ભુકે સો ગદ્ધા ૧૦૮

બોજ ઉપાડે બળદીઓ, અભણ ચલાવે ગજ,
બુઠ્ઠો પરણે બાયડી, એ ત્રણ પરને કાજ ૧૦૯

ગાડી માથે બેઠણ, મગ્ઠટ ઠઠે હાર,
જુગારી પાસે નાણું રહે, જતા કેટલી વાર ૧૧૦

ભણેલી પણ ભામી ઈ, અજવાળી પણ રાત,
ડાહ્યો પણ દારૂડીઓ, ત્રણે જાત કજાત ૧૧૧

જબરાઇકા પેડા ન્યાગ, કોઈ મત આણો રીસ,
સબ દેવતા શીશ પૂજાવે, લોગ પૂજાવે ઈશ ૧૧૨

તમા ન તજીએ તેહની, જેની ગરજ સદાય,
જળ સાથે રીસાઈને, કહો મચ્છ ક્યા જાય ૧૧૩

છાનો કરડે કુતરો, વિફર્યો કરડે વાઘ,
વિશ્વાસે કરડે વાણીઓ, દબાયો કરડે નાગ ૧૧૪

ટાંકે મારે તોલે મારે, બોલે મારે વાણીઓ,
હાટ બેઠા વાટ પાડે, નિંડા ખોટો વાણીઓ ૧૧૫

ભાઈ કેમ છો ઉદાસી, નથી મળ્યો કોઈ વિશ્વાસી,
જો મળે વિશ્વાસી, તો જાય અમારી ઉદાસી ૧૧૬

શીગ પુરી લાપસી, ઔર કાકડી આદી,
કહેનેકી તો એકાદશી, ઔર દ્વાદશી કી દાદી ૧૧૭

બેટ તોડને ઘોડીઆ ફાડ, ટપટપીઓને નાઈ,
ગુરૂ ચેલા મતી કરજો, કબુધ કરશે કાઈ ૧૧૮

જીહાં જીનકો નહિ પારખો, તિહાં તિનકો નહિ કામ;
ધોબી બિચારા ક્યા કરે, દીગંબરી કે ગામ. ૧૧૯

નિંદા હમારી જે કરે, મિત્ર હમારા સોય;
બીન સાબુ બીન પાનીસે, મેલ હમારા ધોય. ૧૨૦

સોએ ફુલું હજારે કાણું, એથી અધિકું નીચું ઠાણું;
જો અંધાસે પડે કામ, તો લજ્જા રાખે સિતારામ. ૧૨૧

એરણની ચોરી કરે, દીયે સોયના દાન;
ઉંચો નીચો ઉછળે, કયું આવ્યું વિમાન. ૧૨૨

ચારે ચૂક્યો બારે ભૂલ્યો, છનું ન જાણે નામ.
જગ ઢંઢેરો ફેરવ્યો, શ્રાવક મ્હારૂં નામ. ૧૨૩

પાંચે ભૂલ્યો ચારે ચૂક્યો, ત્રિહું ન જાણ્યુ નામ;
જગ ઢંઢેરો ફેરવ્યો, શ્રાવક માહરૂં નામ. ૧૨૪

ચૌદે ચૂક્યો બાર ભૂલ્યો, છ કાયનું ન જાણે નામ;
જગ ઢંઢેરો ફેરવ્યો, શ્રાવક માહરૂં નામ. ૧૨૫

પપ્પાસું પરચો નહિ, દદ્દો કીધો દૂર;
લલ્લાસું લાગી રહ્યો, નન્નો નિત્ય હજુર. ૧૨૬

રાંડ ગુરૂ પૈસા પરમેશ્વર, છોરા છોરી સાધ,
તીરથ હમારે કોન કરે, ઘરમેં હિ વૈરાગ. ૧૨૭

ચાર ઘડી રાત્રી પાછલી, સુર્ય ઉદય પર્યંત;
બ્રાહ્મ મુહુર્ત તે જાણવું, ભજન ધ્યાન બલવંત ૧૨૮

ભૂખ રાંડ ભુંડી, આંખ જાયે ઉંડી;
પગ થાય પાણી, આસુ આવે તાણી. ૧૨૯

એકે બારા ચલે અઢારા, સુતી વેળા ત્રીસ,
ભોગ વેળા ચોસઠ ઘટે, શ્વાસો શ્વાસ જગીસ ૧૩૦

ત્રણ બોલાવ્યા ને તેર આવ્યા, સાભળજે તુ પડોશણ,
દાસ કબીરા યુ કહે, દે દાળમા પાણી ૧૩૧

કાચી છુ કુવારી છુ, માર પડે છે મને
પરણ્યા પછી જો માર પડે, તો રગ દેખાડુ તને ૧૩૨

પચીસ બીડી રોજની, સો વરસે નવ લાખ,
ધર્મ ધાતુ ધન હણે, છાતી થાયે ખાખ ૧૩૩

જલ ન બુડાવે કાષ્ટકો, કહો કહા કી પ્રીત,
અપનો સિંચ્યો જાનકે, યહી બડેપન કી રીત ૧૩૪

વાસી વીદળ બોળુ ખાતા, મુતરે પુઠજ ધોતા,
જીન પ્રતિમા ઉત્થાપી પાપી, પહેલી નરકે પહોતા ૧૩૫

માતા કે પિતા રડે, રડે વહુકે બાળ,
ચાકર કે શેઠ રડે, તોહી ન છોડે કાળ ૧૩૬

ભમે તે ભૂખે નવિ મરે, રમે તે ગળી ન ખાય,
ઉઘે આયુષ્ય નવિ વધે, આળસે દેવાળુ થાય ૧૩૭

જે સમ્યકત્વ લહી સદાવ્રત ધરે, સર્વજ્ઞ સેવા કરે,
સધ્ધાવશ્યક આદરે ગુરૂભજે, દાનાદિ ધર્માચરે,
નિત્યે સદ્દગુરૂ સેવના મનધરે, એવો જીનાધીનરે,
જે ભાખ્યો શ્રાવક ધર્મ દોષદશધા, જે આદરે તે તરે ૧૩૮

જે પચવ્રતમેરૂ ભાર નિવહે, નિ સગ રગે રહે,
પચાચાર ધરે પ્રમાદ ન કરે જે દુ પરીસહા સહે,

પાંચે ઇન્દ્રિય તુરંગમા વશ કરે, મોહાદિને સંહરે.
એવો દુષ્કર સાધુ ધર્મ ધન તે. જે જાણું ગ્રહે ત્યું વરે. ૧૩૯

કૃપણ ધન તરૂ છાગડી, શીંડોયા માન કોહાર,
બેઠી પોગી પીયરે, પર કાજે એ ચાર ૧૪૦

વિજળી વહેછે તારમાં, પણ, ટેલીફોન આ ઉડી ગયો;
પ્રખ્યાત સત્તાધીશ પણ. જે ક્ષણ મહીં ઉડી ગયો;
આયુષ્ય ચાલી છે દીધા. આ દેહરૂપી ઘડીઆળની,
આજ એ ટક ટક કરે, કોને ખબર છે કાલની. ૧૪૧

એક વિષયને જીતતાં. જીત્યો સૌ સંસાર;
નૃપતિ જીતતા જીતિયે. દળ પુર ને અધિકાર. ૧૪૨

ફરી ફરી મળવો નથી, આ ઉત્તમ અવતાર,
કાર્તિક ચૌદશને રવિ, આવે કોઈક વાર ૧૪૩

મારૂં મારૂં શું કરે, જગમાં તારું કોણ;
વિચાર કર પરલોકમા, તારૂં થાશે કોણ? ૧૪૪

વણ વાપરતા વિદ્યા, ઝટપટ ઝાંખી થય;
કાટ ચઢે તરવારને, જો પડતર રહી જાય. ૧૪૫

દિન દિન વૃદ્ધિ પામશે, સદ્વિદ્યા વપરાઈ;
જળ નિર્મળ વપરાયતો, નિકર જાય ગંધાઈ. ૧૪૬

રોકો ત્રણુસો વાર પણ, પડી ટેવ નવ જાય.
શતવાર સોમલ ધુઓ, પણ અમૃત નવ થાય. ૧૪૭

મળતા અમલ મદાધને, ઝટ દઈને છકી જાય;
કહો કેમ લઘુ કુપમાં, સાગર સાત સમાય. ૧૪૮

બેટા એક બાપના, ભિન્ન ભિન્ન સ્વભાવ,
સાગર સુત વિષને સુધા, મરણ જીવનનો દાવ ૧૪૯
વિનાશ વખતે વેગથી, મતિ ફેરવે કાળ,
દ્યુત રમ્યા ડાહ્યા થઈ, ધર્મરાજ મહિપાળ ૧૫૦
રોપીને રૂડુ ન્હડે, બમણો આણે રોષ,
તાતા તેલે જલ પડે, ભડકો થાય સદોષ ૧૫૧
વાર્ધક્યને અંતે જરૂરત, હોય પૂર્ણ વિરામની,
ધર્મશાળામા મુસાફર ને જરૂર વિશ્રામની,
વૃદ્ધ વયમા ઝંખના, એકજ રહે આરામની,
અંતકાલે ઔષધી, અકસીર છે જીનધર્મની ૧૫૨
પાછળ રહેલા જે સગા, ધન ખાય છે મરનારનુ,
કોર્ટ ન્હજીયા ટેક્ષમા, ધન જાય છે મરનારનુ,
પુણ્યના ને પાપના, કર્મો વડે લેપાઈને,
મરનાર જાયે એકલો, ને ભોગવે પણ એકલો ૧૫૩
ધર્મશાળામા મુસાફર, બહુ દિવસ રહેતા નથી,
વર્તે પરસ્પર સ્નેહથી, કડવા વચન કહેતા નથી,
ચાર દીનની જીંદગી, તોએ જુવો સંસારમા,
જીવન વીતાવે માનવી, સૌ દ્વેષ ઝગડા ખારમા ૧૫૪
દરરોજ જુવે છે જતા, જન સેંકડો સમશાનમા,
હુ અમર છુ એમ માને માનવી ઉંડાણમા,
ધન ભોગ કાજે પાપ કરતા, નર જન્મ એળે ખોવતા,
પરલોક થાશે કે ગતી, ચેતે નહિ નિજ ચિત્તમા ૧૫૫

વાયે મળે છે વાદળા, વાયે વીખરી જાય;
 ૠણ સંબંધે સહુ મળ્યાં, લઈ દઈ પંથ પળાય. ૧૫૬

સરિતા તટે સળગે ચિતા, સંબંધી બેઠા રેતમાં.
 કોઈ આવ્યા કપમાં ને; કોઈ આવ્યા હેતમાં.
મરનારનો હિસાબ કરતાં; પુણ્યનો ને પાપનો,
 સુખ કહે છે આજ મારો, કાલ વારો આપનો. ૧૫૭

દામ જતા દુનિયા ગઈ. ગયું સગપણ સહુ સાથ;
 બળ બુદ્ધિ આગળ ગયાં, બની ગયા અનાથ ૧૫૮

ધન દઈ તનને રાખવું, તન દઈ રાખો લાજ.
 ધન દો તન તો લાજ દો, એક ધર્મને કાજ ૧૫૯

શું કામના મોટા સમુંદર, તૃષા કોઈની ના ટળે;
 એથી ભલી નાની નદી, જ્યાં સર્વને શાંતી મળે ૧૬૦

સુખીઆ ખરાં છે એજ, જે દુખીયા જનોના દુઃખ હરેઃ
 મોટા મનાતા એજ, જે નાના ઉપર કરૂણા કરે. ૧૬૧

—છપ્પો—

લખ ચોરાશી યોનીમે, મુંગા બાવન લાખ;
 બત્રીસ કહીએ બોલતાં, ચોપનને નહિ નાક.
ચોપનને નહિ નાક, ત્રીસ લાખ નાક વખાણું,
 છપ્પન આંખે હીણ, અઠ્ઠાવીસ દેખતા જાણું
છવ્વીસ કાને સાંભળે, અઠ્ઠાવન કાને હીણા;
 કવિ સુરગંગ વિનતિ કરે, લખ ચોરાશી જોની એમ થાય.૧૬૨

—૦—

## ચાર ફરમાન

### — અંત સમયે સિકંદરને થયેલુ ભાન —

મારા મરણ વખતે, બધી મિલ્કત અહી પધરાવજો,
મારી નનામી સાથ, કબ્રસ્તાનમા પણ લાવજો,
જે બાહુબળથી મેળવ્યુ, તે ભોગવી પણ ના શકયો
અબજોની મિલ્કત આપતા, પણ એ સિકંદર ના બચ્યો ૧૬૩

મારૂ મરણ થાતા બધા, હથિયાર લશ્કર લાવજો,
આગળ રહે મૃતદેહ પાછળ, સર્વને દોડાવજો,
આખા જગતને જીતનારુ, સૈન્ય પણ રડતુ રહ્યુ,
વિકાળ દળ ભૂપાળને, ના કોઇ છોડાવી શક્યુ ૧૬૪
મારા બધા વૈદ્યો હકી ને અહી બોલાવજો,
મારો જનાજો એજ, વૈદ્યોના ખભે ઉચકાવજો,
જે દર્દીઓના દર્દને, દફનાવનારૂ કોણ છે?
દોરી તુટી આયુષ્યની, ત્યા સાધનારૂ કોણ છે? ૧૬૫
ખાલી હથેવી રાખતા, જીવો જગતમા આવતા,
ને ખાલી હાથે આ જગતથી, સૌ ત્યજી ચાલ્યા જતા,
યૌવન ફના જીવન ફના જર જમીન ને જોરૂ ફના,
પરલોકમા પરિણામ ફળશે, પુણ્યના કે પાપના ૧૬૬

—o—

### 卐 પૂજાઓમાથી ચુટેલા પુષ્પો 卐

( વી૨ વિ મ ૃત બાર વ્રતની પૂજા )

૪ વ્રતની–વૈતર્ણની વેદના માહે વ્રત ભાગે તે પેને,
વિરપીને પ્રણામ કરીને ઈન્દ્ર સભામા બેસે,
મેરે પ્યારે એ વ્રત જગમા દીવો૰

૭ વ્રતની–મને સંસાર શેરી વિસરી રે લોલ,
જીહાં બાર પાડોશી ચાડજો,
નિત્ય રહેવું ને નિત્ય વઢવાડજો. મને સંસાર૦

૯ વ્રતની-હે સુખકારી, આ સંસાર થકી જો મુજને ઉધરે,
હે ઉપગરી, એ ઉપકાર તમારો કદીયે ન વિસરે.

લાખ ઓગણસાઠ બાણું કોડી, પચવીસ સહસ નવસે જોડી,
પચવીસ પલ્યોપમ ઝાઝેરૂં, તે બાધે આયુ સુર કેરૂં. હે સુખ૦

૧૦–વ્રતની–બારે વ્રતના નિયમોનો રે, સંક્ષેપ એહમાં થાય,
મંત્ર બળે જેમ વીંછીનું ઝેર તે ડંખે જાય હો
જીનજી. ભક્તિ સુધા૦

૧૧ વ્રતની–શીતળ નહી છાયારે આ સંસારની,
કુડી છે માયા રે આ સંસારના,
કાચની કાયા રે છેવટ છારની, સાચી એક માયા રે
જીન અણુગારની. શીતલ૦

ગોત્ર કર્મની–(નિંદાથી નીચ ગોત્ર બંધાય)
ગર્દભ જંબુક નીચ તીરી રે, કિલ્બષિયા જે દેવ
ઝાડુ દીયે સર આગળે રે, પરભવ નિંદક ટેવ,
પ્રભુજી નીચ કુલે હવે નહિ રહું રે.

અંતરાયકર્મની–દાન તણાં અંતરાયથી રે, દાન તણો પરિણામ,
નવિ પામે ઉપદેશથી રે, લોક ન લહે તસનામ.
કરપી ભૂંડો૦

નૈગમ એક નારી પૂતિ પણ, ઘેબર ભૂખ ના ભાગી,
જમી જમાઈ પાછો વળીયો, જ્ઞાન દશા તવ જાગી
ભૂટ્યો બાછ૦

૪૫ આગમની ૫ મી જ્ઞાનાવરણ પૂજા (વ્યવહાર-દ્રવ્ય વેષ
વિના મન-પર્યંવ થતુ નથીજ)

મુનિ વેષજ વિનારે, નહિ ઉપજે દો ભેદે નાણુ
જ્યોતિ ઝગમગે રે અઢી દીપ પ્રમાણુ



# દુનિયાના ડહાપણ
## યાને
##  કહેવત સંગ્રહ 

અક્કલ બાજથી અદાવત કરવી નહિ.
અબી બોલ્યા અબી ફોક.
અખતર ડાહ્યાએ ડહાપણ કર્યું કે હિંગના કુલ્લામાં ઘી ભર્યું.
આખો દહાડો નાગો ફરે, ને ન્હાતી વખતે કાછડો વાળે.
અક્કલથી પૈસા મળે છે, પૈસાથી અક્કલથી મળતી નથી.
અડક પારેખની ને જાત હજામની.
અતો ભ્રષ્ટ ને તતો ભ્રષ્ટ
અક્કલ અંધારે વહેચણી છે.
આડી રાત તેની શી વાત?
અડુક દડુકીયો કોઈનો નહિ.
આવડે નહ ઘેસ ને રાંધવા પેસ.
આવ બાઈ રૂડી, હું બુંડા ને તું કુડી.
અણ બોલાવ્યો બોલે તે તણખલાને તોલે.
આગ લાગે કુવો ખોદવો શું કામ લાગે?
અંગળી આપીએ તો પહોંચો પકડે.
આવી મળવા ને બેસાડી દળવા.

આધળો વાડ ભરે, ને પાગળો દીવો ધરે
આવરે વહાલી વાત કહુ, આ ચુડી ને તુ પાચમી વહુ
સાભળ મારા નવલા વર, આ મારે તમારૂ સાતમુ ઘર
એની આખમા શનિશ્વર છે
આપ મુવા વિના સ્વર્ગે જવાય નહિ
આહાર તેવો ઓડકાર
એક નુર આદમી, હજાર નુર કપડા, લાખ નુર દાગીના
ને ક્રોડ નુર નખરા
અણુકસબી હજામને અસ્ત્રા ઘણા
આખમા કમળો તે જગત આખુ પીળુ દેખે
આની પાઘડી એને માથે, એની પાઘડી આને માથે
આભ ફાટયુ ત્યા થીગડુ કયા દેવુ ?
અઠેઈ દ્વારકા
અગ્નિ આગળ ઘિ ઓગળ્યા વગર રહે નહિ
એક મ્યાનમા બે તરવાર

—o—

એક કપુત કુળ બોળે
એના ટાટીઆ એના ગળામા
એક કાનેથી ચાર કાને
એક બોબે સમદ્ર ન ઉલેચાય
એક ઘડીકી નફ્ટાઈ, સારે દીનકી બાદશાહી
એક હાથે કરવુ, બીજા હાથે ભોગવવુ
એવી આપુ ગોઝી, કે ન દેખે દિવાળી કે હોળી

એવો સારો મામો, કે ધોકો લઈ થાય સામો.

એવા મળ્યા સગલા, કે જેમ મચ્છને સાચવે બગલા.

એવી ભોળી કોણ હોય, કે પારકા ધણી પાછળ ચૂડો ભાંગે.

ઓકચા ધાન સામું જોવાય નહિ.

ઓછે બળે વધુ રીસ.

ઓ દીન કહાંસે, કે મીંયા કે પાઉમે જુતી.

ઓરમાયા ને વેર વાયા.

એરણ થવાને બદલે ઘણ થવું સારૂં.

ઓળખીતો સીપાઈ બે ધપ્પા વધારે મારે.

ઓસડ ગળ્યું હોય નહિ.

અંધારે ખાય તોય ગોળ ગળ્યો લાગે.

અંધારે ખાય પણ કોળીઓ નાકમા ન જાય.

એક પુણી પડી તેમાં બાર ગામ દટાઈ ગયા.

એક ઘાએ કુવો ખોદાય નહિ.

એક રાંડ ને સો સાંઢ.

એક નન્નો સો દુઃખ હણે.

એક નકટો સો નકટા કરે.

એની પુરે ભમરો છે.

એવો ભાગ્યા કે મુકી જાય ગાગર, ને લઈ જાય ગોળો.

આશીર્વાદના એકે નહિ ને ભેંણુજાના બે.

એવો સાચો કે જ્યાં બોલે ત્યાં ખાય તમાચો.

એની લોકડી ને એનો બરડો

એનું મ્હોં ને એનું ખાસડું.

એક બીજાના કાન કાપે તેવા છે
એક ની ભડાના ઠામ
આવ્યા બાંધી મુઠીએ, જવુ છે ખાલી હાથે
આંધળા સસરાની લાજ કોણ કાઢે?
આંખ કાણી કરીને વેર લેવુ
આગળીથી નખ વેગળા તેટલા વેગળા
એક તરફ કુવો બીજી તરફ હવાડો
એકી જાઉ બેકી જાઉ લાગ આવે તો નાસી જાઉ,
આવ બલા પકડ ગલા

—o—

ઉટે ગજ્યા તે લીંડા
ઉંટના અઢારે વાંકા
ઉંટે કર્યા ઢેકા તો માણસે કર્યા કાંઠા
ઉંટ ને ઉકરડે ચઢવુ
ઉપકારને બદલે અપકાર
ઉંહુનુ ઓષડ નહિ
ઉભરો ચઢે ત્યારે પાણી છાંટવુ
ઉઠ પહાણા પગ ઉપર
ઉજ્જડ ગામમા એરંડો પ્રધાન
ઉતાવળા સો બહાવરા ધીરા સો ગંભીર
ઉંઘતો બોલે પણ જાગતો ન બોલે
ઉધારની માને કુતરા પરણે
ઉને પાણીએ ઘર બળે નહિ

ઉછેદ્દીયાના આઠસો વરસ
ઉદ્યોગ કરો લાખ, પણ કરમ વગર ખાખ.

—o—

કપટ ત્યા ચપટ, દાનત તેવી બરકત.
કારતક મહીને કણબી ડાહ્યો.
કાળીચૌદશને આદિત્યવાર ફરી ફરીને ન આવે.
ક્યા કરે નર ફાંકડા કે, થેલીકા મુંહ સાંકડા.
કેડમાં છે.કરૂં ને ગામમાં ઢંઢેરો.
કુતરો કાશી જઈ આવ્યો, તે ગામે ગામના નાતીલાનું દુઃખ ગાયું.
કીડીની પુંઠે કોશનો ડામ.
કાંકરી ઘડો ફોડી નાખે.
કરડે માંકડ અને માર ખાય ખાટલો.
કાન છે કે કાણું ?
કુતરાની પુંછડી ભોંયમાં દાટો પણ વાંકીને વાંકી.
કાચા કાનવાળાને એકેન્દ્રીયનું જ્ઞાન.
કાકો એતો બાપનો ભાઇ, કાકી એતો પારકી જાઈ, તારે ને મારે શી સગાઈ?
કાતરની માફક જીભ ચાલે છે.
કીડીની પાંખો આવી તે મરવાની નિશાની.
કીડીને કોગળે પુર.
કુટુંબમાં વડીલ સડેલો, તેનું બધું કુટુંબ સડેલું.
કુતરાનો સંઘ કાશીએ જાય નહિ.

કુભારના ઘડચા ને માણુસના જણ્યા બધા જીવે તો ધરતી પર માય નહિ

કુભારના ઘગ્નુ હાડલુ છે કે બદલાય?

કુવાનો દેડકો દરિયો જાણે નહિ

ડેળામા ગોટલી નહી ને મુસલમાનને ચોગ્લી નહિ

કોઈ દસા કોઈ બીસા, બદા માડ બત્રીસા

કોથળામાથી બિલાડુ નીકળ્યુ

કોયલાની દલાલીમા હાથ કાળા

કકુના ચાદલાની આશા સહુ રાખે, મેસના ચાદલાની આશા કોઈ ન રાખે

કરવો દાવો ને થવુ બાવો

કુભાર કરતા ગધેડા ડાહ્યા

નચરાનો ભાઈ પુજો

કાકા મટીને ભત્રીજા થવુ

કોઠી ધોઈને કાદવ કાઢવો

કીડી નચે ને તેતર ખાય

કહેત ઠમીગ સુણો મેરે ભેયા, આપ મુવાં પછી ડુબ ગઈ દુનીયા

ઠાજીજી દુબળે કયુ ? તો કહે મા શહેરકી ફીકર

કાજીની કુતરી મરી ત્યારે આખુ ગામ આભડયુ, કાજી મર્યા ત્યારે કોઈ નહિ

ટામ વખત ઠાકી, નકર મુકે હાકી

કુટુ બનો વા છોકરામા આવે

ગધેડો ઉકરડો દેખી ભુંકે.
ગધેડો ચાલે બાર ગાઉ તો કુંભાર ચાલે ચૌદ ગાઉ.
ગોપીચંદન ને ગેરૂ એ ભાંગ્યાના ભેરૂ
ગજની થોડી ને સવા ગજનું ભાઠું.
ગરથ વગર ગાંડો ને છોકરા વિના નાનો.
ગંજીનો કુતરો ખાય નહિ ને ખાવા દે નહિ.
ગામ તેવા ગોત્રજ ને દેવ તેવી પુજા.
ગામમાં ઘર નહિ ને સીમમા ખેતર નહિ.
ગામનું ગધેડું જે પાણી ન પીવે તે વટેમાર્ગુ પીવે.
ગોળનું ગાડુ મળ્યું.
ગોળના પાણીએ નવરાવ્યો.
ગાળે ગુમડા થતા નથી.
ગાંડાના ગામ ન હોય.
ગોળે મરે તેને વિષથી મારીયે નહિ.
ગુણવાનના હજાર ઘરાક.
ગાજે તેવું વાજે.
ગાજરની પીપુડી વાગી તો વાગી નીકર કરડી ખાધી.
ગધેડાનું પુંછડું પકડયું તે પકડયુ.
ગધેડી કુલેકે ચઢી.
ગદ્ધા પચ્ચીસીમા જુવાની સદા રહેવાની છે તેમ મનાય.
ગરજે ગધેડાને કાકો કહેવો પડે.
ગમે તેમ સુવા પુંઠ ખાટલા વચ્ચે.
ગામ હોય ત્યા ઢેઢવાડો હોય. :
ગઇ આબરૂ પાછી ન આવે.

ગાય દોહી કુત્તરીને પાવુ
ગદ્ધે ખાયા ખેત નહિ પાપ નહિ પુ ય
ગોઠ નાખે તેવુ ગબ્યુ થાય
ગોર પરણાવી આપે, પણ ઘર ન ચલાવી આપે
ગાળ ટુકારે ને વાત હુંકારે
ગદ્ધા પચ્ચીસીમા જો ઠેકાણે રહ્યો તો રહ્યો નહિ તો ગયો.
ગઈ તીથી જોશી પણ ન વાચે
ગુણના ભાઈ દોષ
ગધેડાને સાકર ઝેર

—o—

ઘઉની કણક જેમ કેળવો તેમ કેળવાય
ઘઉના ઘેબર ને થુલી બને થાય
ઘડી ગઈ તે સોનાની.
ઘઘરણાનો વરઘોડો નહિ
ઘરનો ને ઘરનો ચોર પકડાય નહિ
ઘર જોવા કરતા વર જોવો સારો
ઘરના કામે બાદશાહ બી ગુનામ
ઘર પ્રમાણે બાર સાખ
ઘરના છોકરા ઘટી ચાટે ને પાડોશીને આટો.
ઘેલી સાસરે ન જાય ને ડાહીને શીખાણ દે
ઘી ગયુ છે પણ માપ ઉભુ છે
ઘો મરતારી થાય ત્યારે વાઘરીવાડે જાય
ઘા ઉપર લુણ છાટવુ

ઘંટીને ઘઉં ને બંટી બન્ને સરખાં.

ઘાંચીનો બળદ આંખો દિ ફર્યો પણ ઠેરનો ઠેર.

ઘઉં ખેતમેં બચ્ચા પેટમેં ને વસંત પંચમીના લગ્ન લીધા.

ઘી વિના લુખો કંસાર, દિકરા વિના લુખો સંસાર.

ઘા ભેગ, કીડા.

ઘરમા ટકાના ત્રણુ શેર ને બહાર તીસમારખાં.

ઘણી કીડીઓ સાપને તાણી જાય.

ઘેલી ને વળી ભુત વળગ્યું.

ઘર વેચી તીરથ કરવા જવું.

—o—

ચડે દરબાર કે જાય ઘરબાર.

ચડજા બેટા શુળીએ લે ખુદાકા નામ.

ચોરી ઉપર શીર જોરી.

ચોરની ગત ચોરે જાણે.

ચાકર તેરા પણ કહ્યાં ન કરૂં.

ચાર બેસે પાઘડી તો વાત કરે પાધરી.

ચાર મળે ચોટલા તો વાળી ઉઠે ઓટલા.

ચારણીના ગુણ કરવા ત્યાગ, સુપડીના ગુણ ગ્રહવા ભાગ.

ચંપો મોગરો કરમાઈ જાય, થુવરની વાડ સેજે થાય.

ચંદને ધોઈ માછલી, પણ છુટી નહિ ગંધ.

ચોરણો શીવડાવે તે મુતરવાનો મારગ રાખે.

ચતુર કાગડો વિષ્ટા ઉપર બેસે.

ચદરવો બાધવા સૌ આવે, છોડવા કોઈ ન આવે
ચોરાનુ નખ્ખોદ જાય નહિ

—o—

છને બ્રાહ્મણે છોકરાના સમ કોણ ખાય ?
છેડાએલો માટી છીનાળ કહે
છાજીયા લેવા સૌ આવે, પણ આડો હાથ દેવા કોઈ ન આવે
છોકરો હોય તો વહુ આવે ને રૂપીઆ હોય તો વ્યાજ આવે
છાસ લેવા જવુ ને દોણી સતાડવી
છાસમા માખણુ જાય ને વહુ કુવડ કહેવાય
છછુદરના છએ સરખા
છાણના દેવને કપાસીઆની આખો

—o—

જ્યા મળી રોટી ત્યા ગયા આળોટી
જબરો નબળાને ખાય
જબાન હાર્યો તે ભવ હાર્યો
જમને માળવો દૂર નથી
જમાઈનુ નામ સાભળી સાસુ મસાણમાથી બેઠી થાય
જમાનો આવ્યો પાપનો ને દીકરો નહિ બાપનો
જવાન સાસુ મરે નહિ, ને વહુનો દહાડો વળે નહિ
જવાસા જેવુ કોઈ અદેખુ નહિ
જીભમા ઝેર તો મુલકથી વેર
જીસકા દામ ઉસકા નામ
જુઠકા મુહ કાલા, સચ્ચેકી બોલ બાલા

જ્યાં ખાવું ત્યાં હગવુ.

જ્યાં મંદવાડ ત્યાં ગંદવાડ.

જ્યાં હાથી તણાયા જાય ત્યાં બકરીનો ભાવ કોણ પૂછે ?

જે ધન ખાધું સાંજે, તે વળે નહિ કોઈ કાળે.

જાઈમાં પાળે, ઓરમાન મા બાળે.

જે ધરે હામ તે કરે કામ.

જેનો જેવો ઢંગ તેનો તેવો તેવો રંગ.

જેણે ન ખાધું ગળ્યું, તેનું જીવતર બળ્યું.

જેવો બીબીનો ગુસ્સો તેવો મીંયાંનો ઠેંસા

જો ગધેડે મુલક લેવાય તો ઘોડાનો ભાવ કોઈ પુછત નહિ.

જાત વગર ભાત પડે નહિ.

જેને નહિ લાજ તેને અર્ધું રાજ.

જાગતાની પાડી ને ઉંઘતાનો પાડો.

જાગેગા સો પાવેગા સોવેગા સો ખોવેગા.

જમવામાં જગલો ને કુટવામા ભગલો.

જણનારીમા જોર નહી, તો સુયાણી શું કરે.

જેને હગતા વાર, જમતા વાર, તેના કામમાં શો ભલીવાર ?

જેને ઘેર મોટી દોલત તેના ભાગીયા કોરટ.

જીવતા શેક્યા કાળજા ને મુવે છાજીઆ-ના શોર.

જુલાબ આપી જાણ્યો એટલે વૈદ્ય થયા.

જે ગયા મરી તેની ખબર ન આવી ફરી.

જેવો દેશ તેવો વેષ.

જેણે રાખી શરમ તેના ફુટ્યા કરમ
જાગતો સુતરે તેનો શો ઉપાય ?
જેને ગાડે બેસીયે તેના ગીત ગાઈએ
જીભને વારજે નીકર જીભ દાંત પડાવશે
જીભ કરે છે આળ પંપાળ, ને ખાસડા ખાય શીર કપાળ.
જ્યાં મામો ત્યાં મોસાળ
જે ઘરે જવું નહિ તેનું નામ લેવું નહિ
જમાડીને જોડા માગવા
જીભ સોમણું ઘી ખાય પણ ચીકણી થાયજ નહિ
જે કરે તે ભોગવે
જુવાની ને કોરો કાગળ, ગમે તે છાપ બેસાડી દે છે
જે આનંદ ક્ષમા કરવાથી મળે છે તે આનંદ વેર લેવાથી
નથી મળતો
જેને શત્રુ બનાવવો હોય તેનેજ ઉધાર આપો
જે ઘરમાં સ્ત્રીનું બળ હોય તે ઘરમાં પોલ સમજવી
જેને કોઈ પરણે નહિ, તેને ખેતરપાળ પરણે
જેનો આગેવાન આંધળો તેનું કટક કુવામાં
જુઠની આવરદા બહુ તો સાડાત્રણ દહાડા
જીવતા બાપને માર દંડા, મુવા પછી પહોંચાડે ગંગા
જશને બદલે જુતીયા
જ્યાં નખશી કામ થાય ત્યાં કુહારો શું કામનો ?
જ્યારે ઘર બંધાઈ રહે છે, ત્યારે સુથાર વિસરાઈ જાય છે
ઝાઝી સુયાણીએ વેતર વંઠે

ઝાઝી જાનમાં વહુ બદલાણી.
ઝોડ જાય ભુવે ને ટેવ જાય સુવે.
ઝેરના પારખાં લેવાય નહિ.
ઝાડ તેવા ફળ.
જ્યારે બીલ્લી અશક્ત થઇ, ત્યારે ઉંદરે કહ્યું તું મારી સ્ત્રી થઈજા.
જેવી ભાઈની હીંગ તેવો બેનનો વઘાર.
જેવા ભાઇના મોસાળા તેવા બેનના ગીત.
જીસકે તડમેં લડ્ડુ ઉસકે તડમેં હમ.
જુવાની દિવાની છે.

—o—

ટકાનું તીતર કોઠી બાર ખાર વેચ્યું ત્યારે ટકોને ટકો.
ટપલા પડવામાં તો બાકી નથી પોતેજ નફ્ફટ છે.
ટાઢ જાય તડકે મિંદ જાય ભડકે.
ટહાડ જાય રૂવે ને ટેવ જાય સુવે.
ટાણે થાય તે નાણે ન થાય.
ટાઢે પાણીએ ખસ ગઈ
ટકે શેર ભાજી ને ટકે શેર ખાજા.

—o—

ઠગ ને બગ બે ઉજળા.
ઠાક તીલક ઔર મધુરી બાની, દગાબાજકી એહી નીશાની.
ઠોઠ નીશાળીયાને વતરણાં ઝાઝાં.
ઠોકરો ખાતા હોંશીયાર થવાય.

ઢામ તેવી ઠીકરી ને મા તેવી દીકરી

—૦—

ડાહ્યો દીકરો દેશાવર ભોગવે
ડહાપણ તોએ બાયડીનુ
ડાહીબાને તેડાવો ને ખીરમા મીઠુ નખાવો
ડહોડ વાક વગર કજીઓ થાય નહિ
ડબગર વાડામા મીદડી મૂઇ તે ગધ ભેગી જધ સહી રહી
ડાભની અણી ઉપર પાણી કેટલી વાર ટકે
ડાહ્યો ભૂલે નહિ, ભૂલે ત્યારે ભીત ભૂલે
ડોસી ને ઉટ સાથે ને સાથે
ડોસી મુવાની બીક નથી જમ હળ્યાની બીક છે
ડુગળીમા એલચીનો સા આવે નહિ
ડાગે માર્યા પાણી જુદા પડે નહિ
ડુગર વિયાણો તે ઉદર નીકળ્યો
ઢાકણુામા પાણી લઈ બુડી મર
ઢીલા પગ કળવા દેવા નહિ
ઢોલ વાગ્યુ તે છાનુ રહે નહિ

—૦—

તકદીર આગળ તદબીર ચાલે નહિ
તને માન નથી તારી છડીને માન છે
તરકડી સવી થઈ
તાવ હાથીના હાડ ભાગી નાખે
તે તેના ધનથી મોટો, આપણે આપણા મનથી મોટા

પત્થર આનું ગુજરાન ચલાવે છે. દુઝણી ગાય જેવો છે. રાજા ઉપરની વાત સમજી ગયો.

૮૨ ઠેરના ઠેર-પીધેલા ચોબાઓ રાત્રે ગંગા કાંઠે નાવમાં બેસી નશામાં સારી રાત હલેસા મારવા છતાં, સવારે ત્યાંને ત્યાંજ નાવ જોઈ વિસ્મય પામ્યા, પણ લંગર છોડવું ભુલેલાં તે ભાન નહિ. તેમ રાગદ્વેષ તૃષ્ણાદિ બંધનથી જીવન નૈયા છુટી કરી ધર્મ (ક્રિયા) રૂપ હલેસાં મારવાથી આગળ વધાય, નહિ તો ઠેરનાં ઠેર.

૮૩ બાદશાહના હુકમથી તાકો વણી મુકીમાં પ્રવીણ કારીગર લાવ્યો. બાદશાહે કેટલો લાંબો પહોળો પુછતાં મુરખ કહે-તમારા, તમારા પુત્રના, ને બેગમ વિગેરેના કફનમાં થઈ રહે તેટલો છે. ઈનામને બદલે તલવારથી મારવા ક્રોધથી તૈયાર થતાં, મંત્રીએ બચાવ્યો ને ભાગી ગયો.

૮૪ લોકના આશીર્વાદથી સુખ, ને નિસાસાથી દુઃખ. ચીનના બાદશાહે દિલ્હીના એલચીને વડનું ઝાડ સુકાયે જવા દેવાશે કહેતાં તેમના નિસાસાથી છ માસમાં સુકાયું તેથી રાજ્ય લાંબુ કેમ ટકે તે જણાવ્યું.

૮૫ પાગલખાનામાં આગ લાગતા બંબાવાલા બહુ કહેવા છતાં, પાગલો નાચ કુદ કરતા કહે-આ મોટો દિવો માંડ જોવા મળ્યો છે ને આ મુર્ખાઓ બહાર જવા કહે છે! નજ નિકળ્યા અંતે બળી મર્યા. એમ કષાય

આગથી બચવા મ સારગૃહે ત્યાગ કરવા મતો કહે છે ત્યારે સ સારી જીવો કહે છે કે-માડ આ ધન કુટુ બાદિ મોજ મળી છે, તેમા ધર્મ ને ત્યાગની વાતો કયા કરો છો !

૮૬ ખેતરમા તાપણે ટાઢ ઉડાડતા ખેડુતોને જોઈ, શિયાળ પણ લાલ ચણોઠીનો ઢગલો કરી તીન ટાઢમા રાત ભર બેસી ગ્યુ પૌદ્‌ગલિક સુખોમા હુ ફને આનદ પ્રાપ્તીનો પ્રયાસ પણ આવોજ છે

૮૭ અવિધિએ કરેલ ધર્મ કુફળ આપે તે પર-નિર્પંશુઢિપે ગોવૃક્ષ કથા

૮૮ દર્પણમા પ્રતિબિ બ ભ્રમથી પતિ પત્નિ સાસુ સમરાનો ઝઘડો એમ મારૂ ઠોણ તે ભ્રમ ભાગે તો બધા ક્લેશો મટે

૮૯ ભ્રાન્તી દૂર થવી જોઇએ છોકરીએ મુકેલ ગેરૂનો લોંગો પ્રભાતે જગલ લઈ ગયો લોહી પડયાની શકાએ બીમાર, ને ધમાધમ ભ્રાતિ ભાગતા સાજો,

૯૦ સમજ વગરની સાચી શ્રદ્ધા પણ કલ્યાણ કરે— નારદના કહેવાથી રોગી બધુ કૃષ્ણાર્પણ કરવા લાગ્યા કચરો, વિષ્ટા, છેવટ નારદનો તમાચો કૃષ્ણનેપહોચ્યો કટા ળીને ડોસીને વૈકુ ઠ લઈ ગયો

૯૧ જ્ઞાન-ળ ને બદલે ર બોલવાથી નુકશાન લાથી બાઈએ પટેલને કહ્યુ ભીત પાસે જયો નહિ, તોફાન

૨ સંસ્કાર ન જાય—ભરવાડ ગુરૂ કરવાને બદલે ગુરૂ થયો. ઘેટાં જુદા જતાં જોઈ તકરૂ ક્રુ ૨ ૨ ક્રુ..........ગીતાર્થે ફેરવી તોળ્યું.

૩ શ્રી ધર્મનાથ પ્રભુને ગણધર દેવે પર્ષદામાંથી પહેલો કોણ મોક્ષે જશે, પુછતાં કહ્યું આ ઉંદર. તે સુણી ઈન્દ્રે સ્વરૂપ પુછતાં કહ્યું, પૂર્વભવે પિતા શત્રુથી હણાંતા માતા સાથે તારચંદ રાજપુત્રે દિક્ષા લઈ, યૌવનવયે સ્વતંત્ર ક્રીડા કરતા મુષકને દેખી, તેને ધન્ય માની પોતે ખડ્ગાદિ ક્રિડાથી સંયમ વિરાધી જ્યોતિષ્કમાં જઈ મુષક થયો. હવે ૫૦૦ ઉંદરડીઓને ત્યાગી, અનશનથી મરી મિથિલાનો મિત્રકુમાર નામે રાજપુત્ર થઈ મોક્ષે જશે.

૪ પૂર્વભવ સંસ્કારે વજ્રસ્વામી. જન્મતાં દિક્ષાનું નામ સાંભળી જાતી સ્મરણ.

૫ દાતણવાળીને રૂપાળી જોઈ, રાજાએ પટરાણી બનાવી. તે માદી પડી ને કોઈ દવાથી સારૂં ન થતાં, ચાલાક વૈદ્ય સમજી ગયો કે ભીખ માગી. ખાવાનો જાતિ-સ્વભાવ છે. તેણે એક ઓરડાનાં ૧૫ ગોખલામા જારની રોટીના ટુકડા મુકી, દાતણની ઝોળી ભરી ભીંતે ટાગીને, રાણીને તેમા એકલી રાખી, તે વાઘરણ ઝોળી ખભે રાખી લ્યો દાતણની પુળી, ને આપો ટુકડા કહેતી, ગોખે ગોખે ભમે પુળી મુકે ને ટુકડા ખાતી જાય. એમ પંદર દીમાં રાતી માતી થઈ ગઇ.

તેમ પૂર્વની ઈન્દ્રિય સુખની ગદ્દી ટેવથી તેમા લલચાય પણ ધર્મ ગમે નહિ

## 卐 કરે તેવુ પામે 卐

૬ દગા કીમીકા સગા નહિ-કરના હો તો દેખ લીજીએ બાવાજીને ઝેરના લાડુ આપનાર બાઇનાજ પતિ, પુત્રો તે લાડુથી મર્યા

૭ કરે તેવુ પામે-કુલવતીને હીરાવતીની યુક્તિથી હજામ મર્યો

૮ કરે તેવુ પામે-શેઠ ૪ પત્નીથી કટાળી પરદેશથી ૫ મી લાવી કહ્યુ કે-શોકચો નિષ્ઠુર છે તેનુ કાઈ ખાઈશ નહિ. એક દિ ચારે શોકચે અલગ અલગ ચીતવી વીષ-મોદક નવીને આપતા, તેણીએ આગળનો પછીને ને પછીનો આગળ એમ આપતા નહિ જાણુતી ચારે ખાઈ ને મરી

૯ કરે તેવુ પામે-મદન શેઠનો ૩ સ્રીયા સુખમા, સુગ્મા ને સુરવમા માનીતી છે-તીને અધ કરવા બનેએ બે ચોગીની પએ યત્ર કરાવ્યો પણ ઉત્સુકતાથી ક્ષ અને વ નો લેપ લખાયો યત્રો બાળતા બને અધ થઈ

૧૦ દગવબાજ દડય-કામી તાપસે શ્રદ્ધાળુને ઠગ્યો પણ ઠગ્યાને બદલે વાનરીએ ખાધો

૧૧ શઠં પ્રતિ શાઠ્યં-આખું ગાડું ચીભડા. બટકા ભરી ખાધાં. શરત પ્રમાણે દરવાજામાં ન પેસે તેવો નાનો લાડવો મળ્યો.

૧૨ વાતોના વાળુ-મુસલમાન પટાવાળા સાથે ઉઘરાણી જતાં શેઠે રસ્તામાં કપટથી આજ તો વાતોના વાળુ કરીએ, કહી આ થાળી, પેંડા, આદિ કહી હોઇઆં કર્યા. પછી પટાવાળો જીકારો દેવડાવી, આ બકરી, છરી, આદિ પોતાનું ભોજન બોલી, દારૂ પીધાનું કહી ગાંડો બની શેઠને દૂર કરી ડબો ખોલી ચટ કરી ને શઠં પ્રતિ શાઠ્યં કર્યું.

૧૩ બધા સાથે બગાડવાથી હાની. રાજાનો માનીતો પણ સ્વાર્થી નિંદક અદેખો મોદી રજા લઇ બહારગામ ગયો. આવતાં બધાએ મળીને દરબારમાં ન પેસવા દીધો. રાજાએ પુછતાં મંત્રી આદિએ મોદી મરી ગયો એમ કહ્યું એકવાર ઝરૂખેથી મોદીને જોઈ મંત્રીને ઠપકાવતાં કહે હજુર ક્યાં છે? મને દેખાતો નથી. ક્રોધથી સભાને પુછતાં, હજુરીઆને પુછતાં એમજ કહ્યું ને ઉમેર્યું કે પ્રેત થઇ આપને મળવા આવ્યો હશે? માટે મહેલમાં ભાગી જાવ. રાજા ગભરાઈ નાઠો ને બધાયે બોચી પકડી બહાર કાઢયો

૧૪ ખાડો ખોદે તે પડે-૫૦૦ ની રકમ સાથે દિલ્હી જતો છોકરો ગાડી મધરાતે આવતી હોવાથી, કુલી પાસે ગાદલું મંગાવી સુતો. કુલીએ માસ્તરને વાત કરી.

ખુન કરી લઇ લેવા દાનત બગડી, ને કહ્યુ ચાલ છરી દઉ છોકરો સાભળી ગયેલ તે ઉઠી થાભલે ચઢી ગયો. એ વખતે માસ્તરનોજ શરાબી પુત્ર આવી ત્યાજ સુતો કુલીએ તેનુ ખુન કરતા પેલે બુમ પાડી પકડાવ્યો

૧૫ બદલો-મિત્રતા કરી ઉટની પીઠપર બેસી ફલ ખાનાર શિયાળે એકવાર પોતે ધરાતા, ના પાડવા છતા ખેત રમા ગાવા માડી નાકુ ને ઉટને માર ખવડાવી માફી માગી ફરી ઉટે ભર નદીમા ડુબકી હમણા જ માર વાનુ મન છે કહી માગી, ને શિયાળ તણાઈ ગયુ

૧૬ ભારે થઈ-જપ્તીના વોરટ સાથે સ્ટેશને જઈ ઉભેલા મેઇલનુ એજીન જપ્તીમા લીધુ અધિકારીઓએ બીજુ જપ્ત કરવા બહુ કહેતા, ન જ માન્યો ત્યારે કહે અમારી હદમાથી એજીન જલદી ખસેડો વ્યવ હારમા ખલેલ પડે છે પેલો મુઝાયો ને એજીન છોડી દીધુ પણ ગાડી રોકવા માટે તેના પર દાવો થયો.

૧૭ શું બોલે? બાઈ કાલે ઘી દીધુ તે શેર નહોતુ આવો દગો? બાઇ કહે શેઠ છોકરે કાટલુ ખોયુ તુ તેથી તમેજ આપેલ શેર ખાડના પડીકે જોખ્યુ હુ!!

# 卐 મન 卐

૧૮ મનને જીતો-વાણીઆએ વ્યતરને વાસ ઉપર ચડવા ઉતરવાની આજ્ઞા કરી તેને ઠગ્યો ને જીત્યો

૧૯ મન-અધ્યવસાયો શુભાશુભ પલટાવાથી ડોસીએ ઘીના ને ચમડાના વ્યાપારીને જમાડવા સ્થાન પલટો કર્યો (શ્રાદ્ધ વિધિ)

૨૦ મનોમન-રાજાને સુખડના વેપારી પર દ્વેષ થવાનું કારણ ચતુર મંત્રીએ જાણી સુખડ ખરીદીને દૂર કર્યું.

૨૧ મનમાકડું-રાજાને ઉંટડીઓ રોગ કહી, વૈદે દવા ને મંત્ર આપી વાંદરો યાદ ન કરવા કહ્યું. પણ તેથી તો વાંદરો યાદ આવવા માંડયો ને રોગ ન મટયો.

## 卐 સંગ 卐

૨૨ સત્સંગનું ફળ-કૃષ્ણે નારદને નરકના કીડાને પુછવાનું કહ્યું. તેના દર્શનથી મરી પોપટ, વળી મરી વાછરડું, તે મરી રાજપુત્ર. તીર્થ સમયે ફળે છે. સાધુ સમાગમ જલદી ફળે છે.

૨૩ સાધુ સંગનું ફળ-ગુરૂએ અનેકવાર નદીમાં મેલી ટોપલી ભરાવી કહ્યુ. નિર્મળને કોમળ

૨૪ મીથ્યાત્વીનો સંગ પણ ખરાબ તે પર ચંદ્રેશ્વરી દેવીનો પુર્વભવ. (જયાનંદ કે૦ ચરિત્ર)

૨૫ સંસર્ગના સંસ્કાર જરૂર પડે છે. તેથી તો રાણા પ્રતાપની માએ ખબર પડતાં ઉંધો લટકાવી દાસીનું ધાવણ કાઢી નખાવ્યું.

૨૬ કુસંગ-ગદ્ધાની સોબતે મસ્ત થવા દુબળી ગાય પટેલના ખેતરે પેઠી. ગદ્ધો ઝટ ખાઈ ભુકયો ને નાઠો

ગાય માર ખાઈ ડબ્બે પુરાઈ ધણીએ ગળે ડાગેરો બાધ્યો

 નિતિ 

૨૭ નીતિ—મહેલના પાયા માટે નિતિનુ દ્રવ્ય ન આપ્યુ રાજાએ બનેની સુવર્ણ બે માછીમારને દેતા નિતિના દ્રવ્યની ખબર પડી

૨૮ નિતિનુ દ્રવ્ય-અન્યાયી વ્યાપારથી સુખી નહિ થનાર હેલકશેઠને, નાની પુત્રવધુએ ખૂબ સમજાવી નીતીથી વ્યાપાર કરાવ્યો છ માસમા મેળવેલ સોનાની પાચ શેરી ઘરાવી ચામડે મઢી નામાકિત કરાવી રસ્તે ફેકી, સરોવરમા નાખો છતા પાછી જ મળી એનુ દ્રવ્ય લઈ વ્યાપારી પણ સુખી થયો આજ પણ ખલામીયો' નિવિધ્નતા માટે હેલઉર બોલે છે

૨૯ નિતિ દયામય હોવી જોઇએ લાલને બદલે ધોળુ કાપડ લઈ જનાર છોકરીની દુર્દશા અને નિતિવાન વેપારીની નિર્દયતાની કેથા

૩૦ અનિતી-શેઠે ફકીરનો હીરો હડપ કર્યો પણ વૃદ્ધ અનુભવી મુનિએ ખાત્રી કરાવી કે તે મરી પુત્ર થઈ હીરા જેટલો ખર્ચ કરાવી મર્યો, ને વ્યાજમા વિધવા વહુને મુકી ગયો

#  નિયમ 

૩૧ થોડો પણ નિયમ લેવાથી–કુળથી રાજપુત્ર આચારથી ચોર વંકચુલે આચાર્યના ઉપદેશથી અજાણ્યા ફળ, કાગ માંસ, રાજરાણી માતા, હત્યા સમે સાત ડગ પાછા, એ અભિગ્રહ લઈ પાળવાથી ઘણીવાર બચ્યો. અંતે ૧૨મેં સ્વર્ગે ગયો.

૩૩ ચોર પલ્લીમા રાત્રે નિયમ પ્રમાણે સામાયિક કરતાં વણીકે ચાર ચોર આવતાં નવકાર ગણ્યા. તે સાંભળી ચોરો જાતિ સ્મરણ જ્ઞાન, વૈરાગ્યને કેવળ પામ્યા.

૩૪ સ્વલ્પનિયમેલાભ–દારૂમાસાદિ ન છોડતાં ભીલે, મશ્કરીથી મુનિ પાસે બળદને ધુંસરા સહીત ગાડુ ન ખાવું એ નિયમ લીધો, પણ દેવી પાસે ચડાવેલ એવું લાપસીનું ગાડું ભુખ્યા સહુએ ખાતાં મર્યા તે બચ્યો. ગામમાં તપાસ કરી જણાવતાં નાત જમણમાં સર્પ પડેલ તે જોતાં બધાને બચાવ્યા.

૩૫ અસારપણ નિયમથી લાભ–શેઠ પુત્રે બાધા ન આપવાની બોલીયે ચાતુર્માસ રાખ્યા. અંતે અડગ ટેકી તેણે કાંકરાની બાધા લીધીને ખુશ થયો. પણ ઘઉં આદિમાં જોઇ મુંઝાયો. અંતે કંટાળી ગુરૂને શોધી બાધા બદલી કે ઈંદ્રની અપસરાનો ત્યાગ. પણ તે લંપટી જેને પુછે તે અપસરા છું કહે. બ્હેન કહી

છોડે પ્રસ સાથી ઈન્દ્ર અપસરાસહ આવે છે ત્યાગ કરતા પ્રસન્ન થાય છે

## 卐 શ્રદ્ધા 卐

૩૬ રામ નામે પથરા તરે સાભળી ભરવાડણો નદીમા પથરા પર જવા આવવા લાગી પડીતને નોતરૂ દીધુ પણ શ્રદ્ધા વગર હિમત ન ચાલી, પ્રયોગ કરતા ડુબવા માડ્યો

૩૭ લીવરપુલની જનતા વૃષ્ટિ માટે પ્રભુ પ્રાર્થના કરવા છત્રી વગર ગઇ છત્રી લાવનાર છોકરો પુછવાથી કહેવા લાગ્યો કે તમે પહેલેથી ખાત્રી રાખી લાગે છે કે આવી પ્રાર્થનાથી કઈ વળવાનુ નથી ? શ્રદ્ધા નથીજને?

૩૮ પૂજામા ચાર ડ ડા–બાવાએ મુર્ખ ભરવાડને જ ગલમા પત્થર રાખી ચાર ડડા મારવા એમ પૂજા થાય કહેતા તે શ્રદ્ધાથી કરવા લાગ્યો ને પૂજા ફળી

## 卐 સંપ 卐

૩૯ સ પ ઉપર પાચ આગળીની કથા

૪૦ ગાલુ ગયુ ને ગાભા રહ્યા સ પ વગરના દરજીઓ ગાભુનો ગરાસ લેવા ગજ કાતરાદિ લઈને ગયા પણ ભરવાની બીકે રાત્રે આગળના પાછળ જતા સાત ગાઊ દૂર રહ્યા ને છેવટ નસીબમા ગાભાજ રહ્યા

૪૧ દાંતને જીભનો કલેશ. સંપથી સહુ સુખી.

૪૨ સંપેલા છોકરાઓએ મેતાજીની અગાસીમાં ઉંટ ચડાવ્યો.

૪૩ ચિત્રગુપ્તની અવગણનાથી કબુતરો જાળમાં સપડાયા, ને ઐકયતાથી જાળ સાથે ઉડતાં બચ્યાં.

૪૪ મોટા પણ એકે બહુ સાથે વાદ ન કરવો. ટીટોડાએ સર્વ પક્ષીની સહાયથી સમુદ્રને હરાવી ઇંડા પાછા મેળવ્યાં.

૪૫ કોણ કરે એ કામને જે મઝીયારૂ હોય, સાઠની સાળીયે ઉંચકી મેતાજીની સોય. મેતાએ શાળામાં કીધું સોય જુવે છે. છોકરા બજારે ઉપડચા સોય લીધી, પણ ઘેર આપવા જવામા તું જા તું જા વાદ થતાં લાબા મોભમાં ખોસી બધાયે ઉપાડી.

૪૬ કુસંપના ફળ-૩૨ જણના કુટુંબમાં દુધપાક પુરીનુ જમણ કુતરા ખાઈ ગયા. કારણ બહારગામથી આવેલ એકે ડખો નાખ્યો. છેવટે લડીને ખીચડી કઢી કરી ખાધી.

૪૭ કુસંપ-સંપ-નાતમાં ઈર્ષાથી નવ નવડા એક પર એક ચઢયા તો સરવાળે ૮+૧=૯ ગણાયા સંપ કરી પંકિત બંધ બેસતાં અબજમા એક કમ થયા.

૪૮ એક જંગલમા ઘણા આખલા, ને બે સિંહ રહેતા હતા. ભુખ્યા બંને સિહ ઘણા આખલાથી ડરતા,

પણ ખોરાકના ભાગ માટે તેઓ લડે છે. તે-કુસપ જાણી એકને મારી નાખ્યો ઇર્ષા અને કુસપથી છેવ' સહુ ખતમ થયા

# 卐 દેખાદેખી 卐

૪૯ મીઠુ લાદેલા ઘોડો, નદીમા ડુબકી મારી હળવો થયો તે જોઈ રૂ લાદેલ ગધેડે કરતા, ડબલ ભાર ઉપાડવો પડયો

૫૦ કુતરો કોઈને દેખી રોજ ભસે ધોબી ઠીક ખોરાક દેતો તે જોઈ ગધેડુ ગાંડે ખૂબ ભુકયુ તો સજ્જડ માર પડયો મારથી વધુ અવાજ કરતા કોઇના કહેવાથી રોગ જાણી ધોબીએ ડામ દેતા મર્યું

૫૧ ખોટી સ્પર્ધા-દેવીવરદાનથી આવેલ બાવાને જમાડતા ધોકો મારી, શેઠે સુવર્ણ પુરૂષ બનાવ્યો તે જાણી હજામે બાવો નિમ ત્રી જમાડતા ધોકા લગાવ્યા અને જેલ ભેગો થયો

૫૨ અણુધ શ્રાતા-બ્રાહ્મણો-મુખાદગ્નિરજાયત બ્રહ્માને બદલે બ્રાહ્મણના મુખમાથી અગ્નિ ઉત્પન્ન થાય છે. એમ સમજી એક હુક્કાના બંધાણીએ મુસાફરીમા બ્રાહ્મણ મળી જતા તે સુતો ત્યારે તલપ લાગવાથી બ્રાહ્મણના મુખ આગળ લાકડુ ધર્યું પણ ન સળગતા મોઢામા ખોસ્યુ, પેલો જાગી, ક્રોધે ભરાયો, તો કહે હુ તો લાકડુ સળગાવુ છુ

૫૩ ચપળ—અડપલો બ્રાહ્મણ દીકરો ઉઠમણે જતાં પરાણે નાવીકે હાથ પગ બાંધી બેસાડયો. પણ તેણે મોઢેથી સળી લઈ માંકડાની ગુદામાં ખોસતાં તે કુદયો મદારીનો કરંડીઓ તુટયો. સાપ અજગર નીકળ્યા. લોકો એક તરફ નાસતાં વહાણ ડુબ્યું.

૫૪ ચપળ—બહુ ચપળ ધર્મ ન પામી શકે. 'ભિષ્મોવાચ' ભટ્ટજી બોલે ત્યા તો ગોમતી—બિલ્લી, કુત્તા કાકાદિ માટે દોડા દોડ કરે.



# સાધારણ દ્રષ્ટાન્તો

૧ બહુ થાકેલ ગુરૂએ શિષ્યને પગથી ખુંદવાનું કહેતાં પાપ લાગે કહ્યું ગુરૂએ જીભ પર પગ મુકતા નથી લાગતું ? કહી સમજાવ્યો એમ પ્રભુ ભજવાને તેમની આજ્ઞા પર પગ મૂકવો તે ભક્તિ ફળે ?

૨ પક્કી બુદ્ધી વાણીઓ—નાજુક બાળકને કથામાં ન લાવ્યો, પુછતાં કહે—સાહેબ મારા જેવી પાકી છાતી નથી, તરત વૈરાગ્ય થઈ જાય. વ્યાસજીએ જાણ્યું—આવા પાષાણ હૃદય પાસે કથાથી શું ?

૩ સાચો સલાહકાર હોયતો પાયમાલ ન થવાય. રાજાએ નેવા નોકરને શોધતા અનેકને બોલાવી અન્યાયી કાર્યો સોપ્યા એકે સાફ ના પાડી તે સાચો જાણી રાખ્યો.

૪ ધનવતનો રોગ બેર૦ નહિ પણ બે હજારે જાય વૈદ્યકથા

૫ મોગના મદવાડ-શેઠની ઘીની ફાસ-લોભી વૈદે ઠડો પાટો બાધી લબાવ્યુ, પછી બીજાએ ગરમ પાણીમા તરત મટાડયુ

૬ ચોરને પોટલે ધુળની ધુળ-નોકર ગગારામ લુટાયાને બહાને રૂા બે હજાર ઘેર મુકી આવ્યો પણ કારસ્તાન જોનારે તે ચોર્યા, ગગાને સજા થઈ

૭ અબુધ શ્રોતા-બીચારી સીતાનુ હરણ થયુ, પણ પછી હરણમાથી સીતા થઈ કે નહી તે આવ્યુ નહિ

૮ ગીતા પ્રવચનથી ખૂશ થયેલ શ્રોતાએ વારવર दोग्धा गोपालनन्दन સાભળી અને કહ્યું સરસ મઝા પડી પણ 'દો ગદ્ધા' કોણ ? તે ન સમજાયુ વક્તા કહે હુ મોટો ને તુ નાનો બેય ગદ્ધા

૯ અબુધ ફકીરને એક ગામમા કાઈ ન મળ્યુ નદીના સામે કાઠે ગામમા પેટ ભર ખીરપૂરી મળી શ્રાદ્ધ છે જાણી આશીષ દીધા કે આ ગામમા રોજ મરો ને રોજ શ્રાદ્ધ થાવ સામા ગામમા નહિ !!

૧૦ ચાલાકી-યતિજીએ વારા માટે શાસ્ત્રપાઠ આપી સમ જાવ્યુ સામાયિય જત્તિઆ વારા

૧૧ यदेव भगवता विधात्रा चिधियते तदेव शुभाय રાજાની આગળી કપાઈ, મત્રીને કુવામા નાખ્યો ભિલ્લો બલી માટે રાજાને પકડી ગયા આગળીની ખોડથી બચ્યો

૧૨ હિતૈષી ન વખાણે તે પર ચિત્રકાર પુત્ર કથા.

૧૩ કોઇ ન લ્યે તે લેવાની ટેકવાળા શેઠે દારિદ્રનું પુતળું લીધું જેથી ધર્મ લક્ષ્મી સત્ય ચાલ્યા. ટેક જઇ ન શકવાથી બધા પાછા ફર્યા.

૧૪ જીનપ્રભુ અને મુનિઓ છ કાયના પિતા સદા રક્ષાનો જ ઉપદેશ આપે. રાજાએ મારવા ધારેલ છ પુત્રોને તેના પિતાનું દ્દષ્ટાંત

૧૫ હાસ્યથી બાંધેલું કર્મ પણ ચંડકાંડની માફક પીડા કરનારુ થાય છે.

૧૬ ત્યાગીનાજ ઉપદેશની અસર થાય, સંન્યાસીએ ગોળ બંધ કરીને કરાવ્યો.

૧૭ રાજા કરતા ત્યાગી વધુ સુખી. ઉંઘમાં બંને સરખાં જાગતા ત્યાગી વધુ સુખી.

૧૮ કાલનો વાયદો કરનાર યુધિષ્ઠિરને ભીમે 'કાળનેજીત્યો' એમ ડાંડીપીટી ભુલ બતાવી.

૧૯ ક્ષમા ધર્મમા સ્થિર કરે બુદ્ધે ક્ષમા રાખી. અને ભેટણું ન સ્વીકારે તો દેનાર પાસે જ રહે એમ સમ જાવી ગાળો દેનારને માફી માગતો કર્યો.

૨૦ કજીઆની ઉપેક્ષા કરવાથી મોટું નુકશાન—દેવીએ કહ્યા છતા તાપસોએ કાકીડાનો કજીઓ ન નિવાર્યો. પરિ ણામે હસ્તી સુઢમા તે પેસતા સરોવર તુટ્યું ને બધાનો નાશ થયો.

૨૧ ચાટુ ભામીઓ ઉપર રાજા ને રીગણાની કથા,

૨૨ દુષ્ટ સત્તાનો દુરૂપયોગ કરે (ભાગવતમા) મહાદેવે વૃકાસુર દૈત્યને વરદાન દીધુ તેને જ મારવા દોડયો કૃષ્ણે યુકતીથી માડ તેનો નાશ નોતર્યો

૨૩ શ્રદ્ધાથી નવકાર મ ત્ર ફળે મુસલમાનની વાત

૨૪ ભાષણો જ કરવાથી કાઈ ન વળે-ઉદરોએ સભામા વિરોધ કરી ઠરાવ કર્યો પણ, ઘ ટ બાધે કોણ ?

૨૫ દક્ષિણાવર્ત અને લપોડ શ ખની વાત

૨૬ વગર ભણ્યે ડોળ ન કરાય-વૈરાગી ભટને સભામા પ ડિતે પુછયુ તે બોલ્યો રામો (રામ)લક્ષ્મણ [લખ મણ] મવઝી [ગીતા] ત ખોડો હનુમાન

૨૭ પુરાણે કળીયુગ કથા-ચ્યવન રૂપ ધાગી કળીના કહે વાથી યુધિષ્ઠિરે ચારે દિશામા સુડેલભીમાદિ આશ્ચર્ય જોઈ આવ્યા ૧૨ મુખથી ખાતો પાડો (રાજામાફક) ધરાયો નહિ વાછડીનુ દૂધ પીતી ગાય [કન્યાનાપૈસે પીતા] સુવર્ણ પાખી હ સની કાગસેવા (દુષ્ટ રાજાને ઉત્તમસેવે) યુધિષ્ઠીરે ૭ ઘડાને જોડા માથે પગે નાગે એકથી છ ભર્યા (પીતા પુત્રોને પોષે, પુત્રો નહિ)

૨૮ ભક્તિ ફળેજ-એકલવ્ય કોળી દ્રોણાચાર્યની ભક્તિથી અર્જુનથી પણ શ્ર ડ બાણાવળી થયે, તો પ્રભુભક્તિથી શુ ન થાય ?

૨૯ અડુક દડુકીઓ કોઇનો નહિ–પશુ–પક્ષી યુદ્ધ ઘુવડ કથા. સંધી થતાં બીજખાનીમાંથી નાસવું પડ્યું.

૩૦ પાંચ કારણ વાદ-સ્યાદ્વાદ

૩૧ બાદશાહે લીટી ખેંચી સભાને અડયા સિવાય નાની કરવાનું કહેતા છેવટ બીરબલે બીજી મોટી તાણીને નાની કરી. એમ ઈર્ષ્યાથી ઉતારી ન પાડતાં સ્વયં ગુણવાન બનવું જોઈએ તો મોટા થવાય.

૩૨ અદ્‌ભૂત ચાર કથા–વિક્રમે પરદેશીને પુછતાં કહ્યું કે કનકપુર પતિની સુરૂપા પુત્રીએ મને રાત્રે ચાર વાર બોલાવે તેને પરણું. તે પ્રતિજ્ઞાથી ઘણા રાજ શ્રેષ્ઠિ પુત્રો તણીને ન બોલાવી શકવાથી મુંડ મસ્તક પાણી ભરે છે તે સાંભળી વિક્રમે યોગી વેશે ત્યા જઈ રાત્રે વેતાલાધિષ્ઠિત હુંકાર દેતા દીપને ઉદ્દેશી કથા શરુ કરી કે–નહિ આવેલ પત્નીને મિત્ર સહ ૮ મી વાર તેડવા જતા ગામ પતિએ, રસ્તામા મહાદેવ મંદિરે પ્રતિજ્ઞા કરીકે સફળ થાઉં તો કમળ ચઢાવું. પાછા ફરતાં એકલો મંદિર જઈ કમળ સ્થાને મસ્તક છેદી પૂજા કરી. શંકા થતાં મિત્ર જઈ પોતાને આળ આવશે માની મસ્તક છેદ કર્યો. ક્રમે પત્ની આવી, દશ્ય જોઈ કલંક ભયે તલવાર લે છે. પણ સ્ત્રી હત્યા ભયથી મહાદેવે પ્રત્યક્ષ રોકી કહે મારા પ્રક્ષાલ જલથી જીવશે. બંને મસ્તક ધડે જોડી સહસા જલ છાંટયું પણ ભુલમાં માથાં બદલાઈ ગયાં હતાં. હવે લઢતાં

બનેમા પત્ની કોની? દીપ કહે-પતી મસ્તકની આથી મૌનવતી કન્યા સહસા કોપી બોલી પડી જુઠુ! વિક્રમ કહે જમણો હાથ જે પરણ્યો તેની (ઘડની) બીજે પ્રહરે તથૈવ હાન્ને ઉદ્દેશી કહે-એક કના ચાર જણને અલગ અલગ અજાણતા પીતા આદીએ આપી ચારે સાથે આવતા કજીઓ જાણી કન્યા બળીમરી મોહથી એક સાથે બળી મર્યો, એક ત્યા જ ભાંક્ષા વૃત્તિની શેષ મુકી ખાતો, એક સ્મશાને રહ્યો તે સ્થાન રક્ષે છે, ચોથો હાડકા લઈ ગગા જતા રસ્તે ભીક્ષા આપતી બાઈએ રડતા બાળકને ચુલામા નાખી ભીક્ષા આપી અમૃત ટીપાથી સજીવન કર્યું તે જોઈ અમૃત અશ લઇ આવી ચીતામા નાખતા બને જીવ્યા, કન્યા કોની? હારે જીવાડનારની કહેતા પૂર્વવત કન્યા કોપી વિક્રમે જીવાડનાર પિતા, રક્ષક દાસ, સાથે જીવનાર ભાઈ, ને ભોજનાશ દાતા પતિ કહ્યું ત્રીજા પ્રહરે કુડલને ઉદ્દેશી-સુથાર વણીક, સોનીને પુરોહિત પુત્રોએ, જગલમા ક્રમે એક સુદર સુખડની પુતળી ઘડી, તેમા કપડા, ઘરેણાને મત્રથી ચોથે પ્રહરે પ્રાણ સ્થાપન ઠર્યો એ પરી કોની? પ્રાણદાતાની કહેતા પૂર્વવત કન્યા કોપતા વિક્રમે જીવાડનાર તેનો પિતા, ઘડનાર માતા, સોની મામો ને નજ્રને વઅદાતા પતિ કહ્યો ચોથે પ્રહરે કચુકને ઉદ્દેશી-વીપ્ર ચોરને રાજાએ શૂળી દેતા તે કહે આ પાચ

રત્નોથી પરણાવીને મારો, જેથી સદ્‌ગતી થાય. વીપ્ર કન્યા વરાવી માર્યો, તે કન્યાને પછી જારથી પુત્ર થયેલ, જે મુદ્રાંકીત કરી બહાર મુકયો. કુંભારે પાળ્યો રાજા જંગલમાં રૂપવાન તે પુત્રને જોઈ ઘેર રાણીને આપ્યો. રાજા મરતાં તે નૃપ થયો. શ્રાદ્ધ કાળે પીંડ દેતાં ગંગાજળમાં ચાર હાથ બહાર આવતાં આશ્ચર્યથી રાજાએ, તપાસ કરતા ચાર પીતા જાણ્યાં. ત્યાં જઈ કહે યોગ્ય ગ્રાહક હ્યે. હવે કોણ હ્યે ? કંચુકે જાર કહેતાં ગાઢ મૌનવતી કન્યા ફરી કોપી ઉઠી ! વિક્રમે જેનાથી રંડાણી તે વીપ્ર ચોર હ્યે કહી, તે રાજકન્યા અપરણીત ઘેર લાવી પુણ્યશાળી કુશળતાના ગર્વી ચિત્રકારને બીજાએ, શું નવી કન્યા તને રાજા આપશે ? કહેતાં સાંભળી તેને આપી દીધી.

૩૩ મોત કોને ગમે-કઠીયારે કંટાળી મોત માગ્યું પણ આવ્યું ત્યારે કહે-આ ભારો ઉપડાવ એ માટે બોલાવ્યું છે.

૩૪ અણુંબોબ શોધક ચાર્લ્સ નિકોલસનનો, કરૂણ અંજામ શાંતિ પ્રેમી તેની પત્નિ મેરી અને મિત્ર સિડની

૩૫ બહુ સુખો લોક:- શંકરે પાર્વતિને અશ્વ પ્રયોગથી ખાત્રી કરાવી.

૩૬ રાજાને ત્રણ ચતુરે કેશ માટે હાજર જવાબ દીધો. માથાના ૨૦ વર્ષે મોટા માટે ધોળા. બહુ ધોવાથી દાઢીને ધોળા. માતૃ પક્ષ લીધાથી દાઢી મુછ નથી.

૩૭ ખરાબ કરનારનુ પણ સારુ કરો પત્થર ફેંકનારને પણ ઝાડ ફળ આપે છે રાજા ચેત્યો

૩૮ વગર સમજે યજ્ઞમા બિલાડી બાધી હેતુ વગરના રિવાજો

૩૯ અન્તરની ભક્તિ ફળે પુષ્પાદિથી વનમા શિવપુજક બ્રાહ્મણને ક્રોધ થયો કે, કોગળાથી પુજા કરનાર ભીલ સાથે શિવ વાતો કરતા પણ બીજે દિ એક આખ વગર શિવને જોઈ વિપ્ર ખેદિત થઈ ઉભો, જ્યારે ભીલે સ્વચક્ષુ કાપી શિવને દીધી શિવે પ્રસન્ન થઈ આખ ને રાજ્ય આપ્યુ વિપ્ર સમજ્યો કે ખરી ભક્તિ ફળે

૪૦ તરતા ન આવડે તો આખી જીદગી પાણીમા ગઈ શેઠે ખલાસીને ઘડીયાળ જોવાનુ, મુડી, પરિવાર વિષે પુછતા શુન્ય જવાબ મળતા કહે તારી પોણી જીદગી પાણીમા ગઈ તેતો હોડી ડુબતા તરવાનુ પુછી કહે શેઠ તમારી આખી જીદગી પાણીમા ગઈ ! !

૪૧ ત્યાગનો ઉપદેશ–દૂર ભવિને કેવો નિવડે ? વ્યાપારીએ અત્તરનુ પુમડુ ઢોળીને સુધારાના ખેલાન થઈ સમયન ઢેઢ વિષ્ઠા સુધાડી સાજી કરી

૪૨ અકબરે સાધુઓને વહેચી દેવા રૂા ની કોથળી બીરબલને દીધી તે બુદ્ધિશાળી બજારમાથી સાજે કોથળી લઈ પાછો આવ્યો બાદશાહને પુછતા કહે

૪૯ આત્માર્થીને કોની પડી હોય છે? એ મહાત્માના મહાન ગુણ સાંભળી, રાજા દર્શને આવતાં એ ઉપાધી ટાળવા બને રોટી માટે ખોટા લઢયા. તે જોઈ રાજા રવાના થઈ ગયો.

૫૦ સો શાણે એક મત-નવા તળાવમાં મુહુર્તમાં દુઝણા-વાળાને એક એક ઘડો દુધ નાખવા રાજાનો હુકમ થતાં વ્યકિતગત વિચારી બધાએ પાણી નાંખ્યું!!!

૫૧ પ્રસિદ્ધ વિજ્ઞાની ન્યુટને રાત્રે મોડી આવતી પાળેલી બે બિલાડી માટે મુશ્કેલીઓ દૂર કરવા નાની મોટી માટે માપના બે કાણા બારણે કરવા સુથાર બોલાવ્યો. સુથારે એકજ મોટા કાણે કામ સરે છે કહ્યું, પણ તેને ગળે વાત નજ ઉતરી ને મુંઝાયો છેવટ પેલાએ કરી બતાવ્યું ત્યારે કાન પકડયો.

૫૨ બીજાને રાજી કરવા કરેલી ભક્તિ શું કામની? ફકીરે રાજાની શ્રદ્ધા માટે થોડુંજ ખાધું અને નમાજમાં બહુ વાર કરી. ઘરે આવી ખાવા માગતાં પુત્રે પુછી જાણીને કહ્યું કે જેમ દભી ભોજનથી પેટ ન ભરાયું તેમ એ નમાઝ પણ ખુદાને માન્ય નથી બને ફરી કરો.

૫૩ ધનીકે ત્યાગીની પ્રસંસા કરતાં પરમહંસે કહ્યું-મેં તો અમુલ્ય ધન પ્રાપ્ત કરવાની લાલસામાં નશ્વર ધનનો ત્યાગ કર્યો છે. તેં તો જાણવા છતાં અમુલ્ય ધનને મેળવવા લોભ રાખ્યો નથી તું ત્યાગી છે!!

૫૪ મોટુ કોણ? બાળકે પુછતા માએ દેશનો શહેનશાહ કહ્યો, એથી? પ્રભુ, એથી? પ્રભુનુ નામ એવા? એ નામ લેનાર, તો તો હુ સહુથી મોટો થઈશ

૫૫ મુર્ખ સાથે મુર્ખનુ કામ–પડિત આહિરે લાઠીથી વાકીચુકી લીટી કરી તે ન સમજી શકતા શરત મુજબ ઘોડી ને પોથી પાત્રા હારી આવ્યો તેના મુર્ખ ભાઈએ ત્યા જઈ શરત કરી ને–અમે ચક તો બેલ મુત્તા હૈ કહી બધુ જીતી બધાને ચેલા કરી આવ્યો

૫૬ આવી ગુરૂભક્તિ–ભુખ્યા શિક્ષક મૌલવી સાહેબને છોકરે હાડીમા સુદર ખીર આપી મઝાથી અડધી ખાઈ તે પુછવા લાગ્યો આજ શુ છે તે તારી માએ આ મોકલી? પેલો કહે ખબર નથી પિતા માટે કરી હતી પણ કુત્તો ચાટી ગયો તો! ક્રોધ કરી મૌલવીએ હાડી ફેકી દેતા તે ફુટી, ને છોકરો રોવા માડતા પુછ્યુ તો કહે–મને બા મારશે બીજી હાડી નથી આમા મારો નાનો ભાઈ રોજ ટટી બેસતો!!! હવે શુ થશે? મૌલવી જોવા જેવા થઈ ગયા

૫૭ ખામી સુધારો–ઘુવડ કહે પૂર્વદેશ તરફ જાઉ છુ અહિના લોકો ખરાબ છે, બોલુ છુ તો પત્થર મારે છે લાવરી કહે ભાઈ આ કારણે જશો તો ત્યા પણ આજ દશા થશે એના કરતા ખામી સુધારી સારૂ બોલતા શીખો

૫૮ ઉસ્તાદ લુહાર કહે હું એવું બખતર બનાવું છું, કે કોઈ જ શસ્ત્રથી ન ભેદાય? અને ભાલો તો એવો બનાવું છું. કે ગમે તે વસ્તુને ભેદી નાખે. બીજો કહે તમારૂ બખતર તમારા ભાલાથી ભેદાય? પેલો શું બોલે?

૫૯ વાણીની ખુબી-પાંચ મિનિટ સુતા મને આટલાં કટકા તો જીવનભર આ પલંગ પર પ્રમાદ કરનારનું શું થશે? સાર ખાતી દાગી હસીને બોલી અને બચી.

૬૦ રાજ્ય પોલીસી-ઇ. સ. ૧૮૧૮ માં ઇંગ્લાંડની પ્રજાએ કંગાળ થતાં મહાન ઉહાપોહ કર્યો. રાજમુસદ્દીઓએ દશ લાખ ડોલર ખર્ચવાનો ઠરાવ કરી, સ્થળે સ્થળે દેવળ ને પાદરી નીમી એક અવાજે પ્રચાર કર્યો કે રાજકર્તાનું ધાર્યું થતું જ નથી, જગતકર્તાનું જ ધાર્યું થાય. માટે પ્રાર્થના પુજા ત્યાગ કરો. આથી પ્રજા બીજે માર્ગે વળી ગઇ.

૬૧ ખુબી-ઉમરાવે, બાદશાહ મરે આપવા એ શરતે પૈસા ધીરવા માંડ્યા. ખબર પડતાં તે ખીજાયો. પણ બાદશાહ ઘણું જીવે એમ સહુ ઈચ્છે જાણી ખુશ થયો.

૬૨ ખાનદાન ચોર-નાનો છોકરો વારંવાર ચોરીમાં પક ડાઈ જેલમાં જઈ ફરી પકડાતાં, જજે તેના બાપને બોલાવી કહ્યું. છોકરાને આમ સજા થાય છે તો શિખામણ કેમ દેતા નથી? બાપ કહે સાહેબ ઘણી

વખત કહ્યુ કે સિફ્તથી બહુ સભાળથી કામ કર, જેથી પકડાય નહિ છતા ભૂલ કરી બેસે છે હળવે હળવે હાથ બેગી જશે, હજુ શીખાઉ છે

૬૩ ભૂત-ધ ત કરીને નિડર મૌલવી રાત્રે આબલીએ ખીટી ખોડવા ગયો ચારે બાજુ જોતા ગભરાઈ ખીટી ખોડી ઉઠતા કુરતુ ખેચાણુ ભુત સમજી મૂર્છા કુરતુ ખીટી નીચે આવ્યુ હતુ

૬૪ ટેવ-પડી ટેવ તે તો કેમ ટાળી-ઝઘડાવવાની ટેવવાળા પડીતે, એક ગામમા ચડાળ સમાન ઘર કહી ભોજન ન લીધુ ડોસાને-વહુ સર્પીણી, મુખ ચાટે છે વહુને-ડોસો દારૂ પીએ છે છોકરાને-વહુ ડોમા સાથે ખાય છે (કજીઓ)

૬૫ દુર્જન-ખાણીઆના ખોટા નહિ

૬૬ કુવામા પડેલા વાઘ વીગેરેને બ્રાહ્મણે બહાર કાઢ્યા સોનીએ વિશ્વાસઘાત કર્યો,

૬૭ મારા દુખની ખાતર-અમેરિકાના પ્રેસીડેન્ટ જેફરનેને રાજસભામા જતા, કાદવમા પડીને ભુડને કાઢી તેજ કપડે રાજસભામા ગયા લોકોની પ્રશસા થતા કહે ભુડની દયાથી શુ ? તે જોઇ મને દુખ થયેલુ તે મારૂ જ દુખ મે દૂર કર્યું

૬૮ વીર ની ક્ષમા-ગણી એલીઝાબેથના કૃપાપાત્ર સર વોલ્ટર રેલેને, એક માણસે ખડ્ગ યુદ્ધનુ આવ્હાન કર્યુ

રેલને ના પાડતાં તે તેના મુખપર થુંક્યો. રેલને ખૂબ શાતિથી રૂમાલથી મુખપરનુ થુંક લુસી કહ્યું કે–ભાઈ ઘાતજન્ય પાપને જલદીથી આટલા જ ટાઈમમા ભુસી શકાતુ નથી માટે યુદ્ધ સારું તત્પર નથી.

૬૯ સમાજની સ્થિતિ—ન્યુયોર્કના પ્રસિદ્ધ મેયરે રોટલી ચોરનો ૧૦ ડોલરનો દંડ કરી, આપીને. સાંભળનાર સમાજનો ૪૦ સેન્ટ દંડ કર્યો.

૭૦ મૃષાવાદ ઉપર કાગડાએ અમૃત ફળના બહાને મોઢામાં વિષ્ટા કરી તે કથા.

૭૧ ખોટી હાજી હા કરનાર રામદાસને ઉલ્લુદાસ.

૭૨ અવિચારી રાજાની કથા ભીતથી ચોર મર્યો રાજાના સાળાને શુળ.

૭૩ શેકીને ન વાવો. ડાહ્યાભાઈ કૃષીકારનું દ૦ ાંત.

૭૪ અવસરોચીત બોલવું મમ ગુરુ કુપે પતિત· ધાવન્તુ લોકા·

૭૫ નફ્ટ ઘામાજી ભવાયો. પટલાણીએ ના કહી છેવટ ચડજે રોટલા છ માસ, તો કહે-બેસ જીવ બાર માસ.

૭૬ જન મહાજન (મોટું મહાજન)

૭૭ ઇગ્રેજી ભણેલા બેરીસ્ટરે, ગામડીઆ બાપને મિત્રોમાં બબરચી કહેતાં, એની માનો ધણી છું કહી ચાટ પાડયો.

૭૮ રાજાના ચાર કલાકાર. અશ્વ, મોતી, સ્ત્રી પુરૂષ પરિક્ષા

૭૯ ધીરજથી સાહસ ફળે છે જુગારી પત્થર ઉપાડી મુર્તિને મારવા જતા દેવીએ છીભ મોમા ઘાલી દીધી

૮૦ શબ્દ ન પકડતા શાસ્ત્રનો ભાવ સમજવો જોઇએ વાવમા વાદરો મર્યો વિપ્રો મુઝાઈ ગુરૂને પુછતા કહે ૨૫-૫૦ કોષ પાણી કાઢી નાખો પછી પીવાશે તેમજ તેમ કરી આવી, હવે તો પવિત્ર છે ને? એમ પુછતા કહે શબ તો કાઢી નાખ્યુ છે ને? તો કહે ના!!!

૮૧ પરણવુ નથી-કુવારો માસરે જતા કુવા કાઠે સુતો સ્વપ્નામા પરણ્યો ને સ્રિના કહેવાથી આઘા ખસતા કુવામા પડયો લોકોએ કાઢી પુછતા કહે કે સ્વપ્નાના પરણવાથી કુવે પડયો તો સાચુ પરણવાથી શુ દુ:ખ નહિ પડે? મારે હવે પરણવુ જ નથી કહી ઘેર ગયો

૮૨ બ્રહ્મચર્ય-ગાડીઓ ભરી ફુલ લાવી તેનો રસકસ કાઢી અત્તર બનાવી ગટરમા ફેકી દેવા માળી રોકતો હતો વિલાસીઓ પણ સ્વશુક્રનો એવો જ દુરૂપયોગ કરે છે

## 卐 ધુર્ત 卐

૧ નો ધુતારાની કથા

૨ બે ધુતારા મફત મીઠાઈ લઈ ગયા.

૩ એમા શુ સદેહ છે' એટલુ શીખવેલ શુક રૂપાના પાજરામા પુરી સવ શાસ્ત્રવેત્તા કહી લાખની કીમત

કહેતાં શેઠે શુકને પુછ્યું. તારી આટલી કીંમત છે? તું સર્વ શાસ્ત્ર જાણે છે? જવાબથી ખુશ થઈ તેણે લીધો. સમયે મિત્ર મંડળ વચ્ચે હાથમાં લઈ પુછ્યું આપની જન્મ ભૂમી કયાં? જવાબથી બધા હસ્યા, શેઠ વીલા પડ્યાને પુછ્યું. શું મારા લાખ પાણી થયા? ત્યારે શું હુ મુર્ખ છું? એક જ જવાબથી શેઠ રોયા.

૪ એક કુટીલે ઘણા અંધોને ભોજન નિમંત્રણ દઈ એકની પાસે ભરપુર પતરાળી મુકી હાથથી તેણે જાણી ખુશી બતાવતા, તેજ બીજા પાસે એમ બધે બતાવીને ખાવાનું કહેતાં બધાની પતરાળી ગુમ, સૌ બાજુવાળા સાથે વહેમથી લઢ્યા.

૫ ખુશામતાઓ-એક રાજાને એકવાર ચઢાવ્યો કે સાબ બધી મોજ કરી પણ ઈન્દ્રનો પોષાક કદી પહેર્યો છે? કયા મળે કહેતા ૧૦ હજારમાં છ મહીને લાવવાનું કહી, છેવટ એક ખાલી બોકસ સભામાં મુકી તેઓ કહે હજુર વર્ણશંકરને નહિ દેખાય એમ કહ્યું છે રાજાના વસ્ત્ર કઢાવી, લીજીએ એ ધોતી આદિ કહી આપ્યા, રાજાએ ઢોગપૂર્વક પહેર્યાં સભાએ વાહ શું ધોતી આદિ એમ પ્રશંસ્યા. નગરમા ફેરવી અંતઃપુરમાં આવતા રાણીઓએ કહ્યું. બધું ઈન્દ્રનું પહેરો પણ ધોતી દેશી પહેરો. નગરજનો ને રાણીઓને વર્ણશંકર માન્યા.

૬ કજુસ અને લુચ્ચો—એક કૃપણ શેઠને ત્યા માનથી જમુ, એમ બે લુચ્ચા વચ્ચે શરત થતા એક જમવાના ટાણે જઈ નોકરને કહે શેઠને જલદી મળવુ છે તેને ૧૦ હજારનો ફાયદો થાય તેમ છે, સાભળી તે જમતો જમતો શેઠ બહાર આવી પરાણે માનથી જમાડી કહે કેમ પધારવુ થયુ ? તો કહે તમારે બેટી છે ને ? પરણાવવી છે ને ? લાખ દેવાના છે ને ? શેઠે હા કહેતા કહે—મને ૯૦ હજાર આપી પરણાવો ૧૦નો ચોખ્ખો નફો રહેશે મારી કાઢયો

૭ બે ઠગો—એકને પેટીમા બેસાડી માથે ઉપાડી માગવાડીની દુકાને જઈ કહે હુ દુરથી આવેલ અજાણ્યો મુસાફર છુ તમે શરાફ છો આ પેટી રાખો હુ ઉતારો નક્કી કરી લઈ જઈશ કહી મેડે પેટી મુકી દુકાન બધ થતા પેલો બધુ સાફ કરી પેટીમા પેઠો સવારે દુકાન ખોલતા જ બીજો આવી પેટી લઈ ગયો ખબર પડતા શરાફ રોયો

૮ બે-લુચ્ચા જશુ લશુ બે જણે, એક રૂપવત જોગી શહેર બહાર મઠમા હતો, તેને સારુ ખાવાનુ દઈ વશ કરી એક દિ સુદર રાજાનો પોષાક પહેરાવી બે ઘોડાની બગીમા ફરવા લઈ જવાનુ કહી શીખવ્યુ કે ‘અચ્છા’ ઈતનાહી કહેના ઝવેરી બજાર જઈ માગ જોગીને રામનગરના રાજા તરીકે ઓળખાવી જનાના માટે ઝવેરાત લેવાનુ કહેતા તેણે કીમતી હાજર કયુ

પેલા કહે સાબ હુકમ હોયતો જનાને કો બતાકે આવે. અચ્છા સાભળી પેલા વટાણા વાવી ગયા. મોડે સુધી ન આવતાં ઝવેરી ગભરાઇ રાજાને પુછે તો અચ્છા સિવાય જવાબ નહિ. ગાડીવાનને પુછતાં કહે ભાડે આવ્યો છું રાજાને ધમકાવતા કહે મેં તો બાવા હું, વો મેરે ચેલે હે અચ્છા કહેના શીખા કે લાયે થે. ઝવેરી રોયો.

૯ મહાત્મા પાસે ૬૦ મહોર જોઈ, જમવા નોતરી ખૂબ જમાડી ઉંઘાડયા. ને સ્ત્રીને મારી, લોકો ભેગા થતાં કહે હમાણા મુકેલી ૬૦ મહોર કયાં ગઈ? સ્ત્રી પાસે ન મળતાં લોકોના પુછવાથી કહે મહાત્મા તો સુઈ ગયા છે. બીજું કોઈ આવ્યું નથી. છેવટ મહાત્માને તપાસી જટામાંથી લઈ લીધી.

૧૦ ધૂર્ત–મહારાણીના પ્રા. સેક્રેટરી બની ઝવેરોના ૨૫૦૦૦ ના દાગીના લઈ મોટરમાં મુનિમ સાથે પહેલાં ૨૫૦૦૦ પેંડાનો ઓર્ડર આપેલ મીઠાઈના વેપારીને કહ્યું આને ૨૫૦૦૦ આપી દેજો ને રવાના. બેને રોયાં.

૧૧ અજ્ઞાની જોષીનું કપટ–પુત્રો ન પુત્રી.

૧૨ ધુર્તને રૂા. ૨૦ આપી ભદ્રીક ન્હાવા જઈ આવ્યો. પેલે હીસાબ આપ્યો કે ઉંડા પાણીમાં ડુબકી મારતાં રૂા. ૫) આપી ઘેર ખબર આપી કે ડુબી ગયા. ઉપર આવતા વળી ૫ રૂા. શુભ સમાચાર આપવા ને વધા-

મણીના પાચ આપ્યા ને રૂા ૫ મહેનતાણાના રૂા ૨૦ ચુકતે થયા

૧૩ ઠગ–ધોબી સસરાના બકરી લઇને આવવાના આમ-ત્રણુથી ગદ્ધા પર બેસી પુછડે બકરી બાધી સાવધાની માટે તેના ગળામા ઘુઘરા બાધી ચાલ્યો રસ્તે બે ઠગોએ બને લેવાનો વિચાર કરી ઘુઘરા ગદ્ધા પુછે બાધી એક બકરી લઈ રવાના થયો બીજો સામો આવી કહે પુછડે કેમ ઘુઘરા બાધ્યા છે? ધોબી જોઇને ભડકયો ને બકરી શોધવા પાછો વળતા પેલો ગદ્ધો લઈ પલાયન

૧૪ ધૂર્ત–પાલી મગના નવ આના ગ્રાહકે અડધો નક્કી કરતા ઉધી પાલી ભરી ઈન્સાફમા કાજીએ બનેનુ નહિ, આડી પાલી કહી ગ્રાહકે અડધો દોકડો દીધો

૧૫ ચાલાક–દડો બારીનો કાચ તોડી રસોડામા પડયો બાઈને ક્રોધ થયો કોઇ દેખાયુ નહિ થોડીવારમા એક છોકરો આવી કહે–માજી માફ કરજો મારી ભુલ થઈ આ મારા બાપા કાચ લઈને આવે છે ચોડી દેશે બાઈ તે જોઈ ખુશ થઇ ને દડો આપી દીધો તે લઇ નાઠો પેલાએ કાચ જડી રૂા અઢી માગ્યા બાઈ ચમકી કે તમારો તે પુત્ર નહિ? પેલો કહે હે તમારો દીકરો તે ન્હોતો?

૧૬ ધૂર્ત–અપટુડેટ ગૃહસ્થ થઈ દુકાનમા છેવટ કિમતી જોડા પહેરી પાસ કરી બિલ બનાવવા કીધુ તેટ-

લામાં કોઈએ (સાથીદારે) આવી તેને જોસથી ધબ્બો મારી નાઠો. ક્રોધ કરી તે તેને મારવા દોડયો તે ગયો તે ગયો.

૧૭ સોદાગરે (રેલમા) ઘોડાનો બે મીનીટમાં છ ગાઉનો વેગ પ્રમાણીક પણે કહી ઘોડો રૂા. ૧૦૦માં વેચ્યો.

૧૮ બેકાર શહેરમા એક ધૂર્તે જાહેરાત છપાવી 'પાઈ પણ ખર્ચ્યા વગર કમાવાની સલાહ રૂા–૧ બીડી મગાવો હજારો મળતા દરેકને નાની છાપેલ કાપલી મોકલી કે મેં કર્યું તેમ કરો. !

૧૯ સોનીની વાત–હે રામ તારે બધા સરખા છે એનનુ સોનું પણ ચોર્યું.

૨૦ કાષ્ટ ભરેલ શકટ મુલ્ય પુછી ધૂર્તે આભીર પાસેથી લઈ લીધું. તેની પુત્રીએ બીજીવાર તિલમુષ્ટી મુલ્ય કહી બધું વ્યાજ સહીત પાછું મેળવ્યું.

૨૧ ધૂર્ત ઢારપાળે ગરમ દુધથી બીલાડીને ઉભગાવી દૂધ પીતી બંધ કરી. ભેંસ ભેટ લીધી.

૨૨ ધૂર્ત ભરવાડે ખેલ જોતા પોરસ ચઢયોને ભેંસ વિગેરે આપ્યા એમ કહ્યું. પણ પછી કહે તેં મારી આંખોને ખૂશ કરી મેં તારા કાનોને ખૂશ કર્યા. એમા લેવા-દેવાનું શું ? એમ નટોને ઠગ્યા.

૨૩ કરાર કરતા પહેલાં બહુ વિચારો નહિતો વાણીયાને મીયાના ગોખલાનો હક્ક એવો નડચો કે હવેલી જેટલા બીજા રૂા. આપવા પડયા.

૨૪ મીયાભાઈનુ લાકડુ-વાણીયાની મોટી જારની ખાણમાં ભરતી વખતે પરાણે કોટવાળે આખી જાર મીયાભાઈકી લખાવીને જારનો ટુકડો નાખી છેવટ અડધો-અડધ લીધી

૨૫ મોટાના સમાગમથી ધૂર્તો ગેરલાભ લઈ લે છે ધૂર્ત રાજાને એઠા તમા એક મીનીટ ખાલી જ મળી જઈને સોના મહોર દઈ જતો પણ દરબારી પાસેથી લાખ્ખો પડાવી દીવાન થયો

૨૬ જો અંધાસે પડે કામ તો લજ્જા રાખે મીતારામ પટેલની બરી માટે વાદી આંધળો

૨૭ ફુટ સાક્ષીઓ-માળી આપે મૂળો, દરજી આપે ગાભો, મીયા આપે શેનુ

૨૮ મૃષાવાદે ધૂર્ત કથા-બૃ-દ્વૃન્નાક, શ્રષ્ઠી પારહારીઠ, ભગિની ક્રંદન

૨૯ મીયા ભાઈનો હિસાબ-સોકા હુવા સાઠ, આધા ગયા નાઠ દસ દેગે દસ દિલાવેગે, દશમે કયા લેના કયા દેના ?

૩૦ અનિતિ કરવા વાણીએ બે પુત્રીના લેવીને દેવી નામ રાખ્યા

૩૧ ધૂર્ત ફકીરને મીઠાઇની દુકાને મીઠાઈ ખવડાવી તેની નવી કબલ ઉઠાવી ગયો

૩૨ ધૂત-લોભી પાસે આવીને કહે કે શેઠ તમારા નામથી

હોડ કરીને આ જીત્યો છું લ્યો. એમ ત્રણ વખત કંઇક આપી ગયો. ચોથી વખત એક માણસને સાથે લાવ્યો અને કહે શેઠ તમારા નામે ૨૦૦૦ હારી ગયો છું ને આ માગે છે. શેઠને આપવા પડ્યા ને કહ્યું કે ભાઈ હવે મારા નામે રમીશ નહિ !!

૩૩ જેવા સાથે તેવા—કંજુસે ચોકા બહાર મીયા નોકરને ચાર જ રોટી આપી. પેલે એક પાછી ચોકમાં ફેંકી કે એ કાચી છે. શેઠને ચોકો બગડતાં બધી દેવી પડી. બીજે દિ વધુ રોટી આપી, પેલે બે પાછી ચોકામાં મુકી કહ્યું આ વધારે છે. શેઠે આમ ન કરવા કહ્યુંને બધી રોટી દીધી. ત્રીજે દિ રોટી તૈયાર થતાં મીંયાએ ચોકામાં જઈ શેઠને પગે પડી માફી માગી કે હવે રોટી પાછી નહિ મુકું ભૂલ થઇ. આમ ત્રીજેદિ પણ બધી રોટી મીંયાને ખાવા મલી;

૩૪ નાતનો માલ નાત ખાય ને મુસાભાઈના વા પાણી.

## 卐 બુદ્ધિ 卐

૧ वयं सरले जगत् सरलं न वा? સીયાં આડખાંની કથા
૨ संकटे पतितो मुक्ताफल पाकमिषेण मुक्त· बुद्धिशाली चौर कथा ॥
૩ કલેકટરનો ખોવાયેલ અશ્વ જોયાની હા પાડતાં વણી· કને સિપાઇએ પકડ્યો. પણ પાડોસીએ ફેર પાઘડી બાંધ કહેતાં બે શીંગડાવાળો કહી છુટી ગયો.

૪ વણીક બુદ્ધિ–લહુવે ઘણુ, પુછવા છતા, લીલા લીલા છમ, પણ મગનજ કીધા, બાદશાહ પાસે બોલાવીને અનુવાદ કર્યો, તેજ રીતે સુવર શબ પણ જેથી ગુન્હામા ન આવ્યા

૫ કૃતઘ્ની–નિર્દય ગોળીથી ઘાયલ વાઘની દયાથી વૈદે રોજ દવા કરી પણ છેવટ ખાવા તૈયાર થયો વૈદે યુક્તિથી કમળો કહી ઝેર દઈ માર્યો

૬ રગલે ઘર–ફના થતા, પરદેશ જઈ ઠાકોરને કુશળ સમાચાર કહ્યા ફક્ત બાઝીઓ કુતરો મુઓ કેમ? હરડી ઘોડીના હાડકા કરડી તે મુઈ ખડ ચરી વીના તે વપરાયા આઇમાના કારજમા તે મુઈ કુવરના દુખે તે મુઓ ધાવણુ વીના તે ઠકરાણી મુઇ કોગળી આથી ઘરની ફીકર નથી લાલબાઈની (આગ) ચોકી મુકાઈ ગઈ છે

૭ બદમાસ મેડમે પહેલા વર્ગમા બેઠેલ પટેલને આરોપની ધમકી આપી પાકીટમાથી ૫ હજાર તફડાવ્યા, ને સ્ટેશને ઉતરી ગઈ શેઠે બીજા વર્ગમા રહેલ મુનિમને વાત જણાવી ગાડી ઉપડતા મુનિમ પાસે જ તેણી આવી ને જાગ પાવ તા બેગમુગનો પાઠ ભજવી બધુ લખાવાને તેણે તેણીને આબાદ ફસાવી પકડાવીને રૂા પાછા મેળવ્યા સબસે બડી અર ૧

૮ વણીકબુદ્ધિ બે મીયાએ પુછતા કહે પીરસાઈની પહોળીને લાવસાઇની લાબી દાઢી

૯ બુદ્ધિ–વાઘે ગધેડા તથા બકરાને પોતાનું મોઢું ગંધાય છે તે સાચું છે ? એમ સુંઘવા કહ્યું. ગધેડે હા ને બકરે સુગંધી કહેતાં બંનેને મારી. શિયાળને પુછતાં મને સળેખમથી હમણાં ખબર ન પડે એમ કહી બચ્યું.

૧૦ બુદ્ધિ–ઝવેરીએ દેશાવર જતાં મુનિમને શિખામણ દીધી. પણ શેઠની શિખામણ ઝાંપા સુધી કહી તે ચાલ્યો. ગુસ્સે થયેલ શેઠે તેના પર વાળનું પારસલ કરી રાજાને દેવા કહ્યું. રાજાએ એ જોઈ ફાસીનો હુકમ દીધો. પણ મુનિમે હિમાલયના જોગીની ચમત્કારી જટા છે ને પૂજવાથી સમૃદ્ધિ વધે છે કહી પાછા માગતા ખુશ થઈ ઈનામ દીધું.

૧૧ વચન કલાપર ડામર દૂતની કથા ભીમરાજાએ ભોજ પાસે ભસ્મ આપી મોકલ્યો. પણ અશ્વમેધની કહી ભેટણું લાવ્યો. બીજીવાર મારવાનો પત્ર આપ્યો. પણ ભોજને કહે હું મરું ત્યાં બારવર્ષી દુકાળ પડે. બહુ ધન મેળવ્યું.

૧૨ સમય સુચકતા–વક્ર અશ્વ રાજાને દૂર એક ખેતરમાં લાવ્યો. ખેડુતે ભાતપાણી આપ્યા તે ખાઈ પુછ્યું– આ દેશનો રાજા કેવો છે ? બદમાસ, નાલાયક ક્રુર વીગેરે. અધિકારીઓ પણ એવા. રાજા–તેં રાજાને જોયો છે ? ખે ના. રા–હું પોતે તે છું. ખે–તમે મને

ઓળખો છો ? રા–ના એ–પરેલ પુત્ર છુ મને ભુત વળગ્યુ છે મહિને ચાર દિવસ ઘેલો થઈ અવળુ બોલુ છુ આજ કયો વાર છે ? રા–શની એ–બસ આજ ઘેલા થવાનો વાર છે

卐 ન્યાય 卐

૧૩ ન્યાય–બુદ્ધિધન શિયાળે ગુણપર દોષ કરનાર વાઘને, મુક્તિદાતા વીપ્રને મારવા તૈયાર થતા ન્યાય કરતા પૂર્વવત્ સ્થિતિ કરી પુન પુર્યો

૧૪ બુદ્ધિ–અમીરનુ ધન ચોરી ચાકર પરદેશ ભાગ્યો ત્યા જઈ અમીરે હાથ પકડી ધમકાવ્યો તેણે પણ તેમજ કહ્યુ કે મારુ ધન તુ લઈ ગયો છે, હુ અમીર છુ ફરીયાદ થતા ડેલીમા બનેના માથા રખાવી હુકમ કર્યો કે ચાકરનુ માથુ ઉડાવી દ્યો, ચાકરે માથુ ખસે તા પકડાયો

૧૫ ૪૦ હજારની મઝીયારી રૂની વખાર બળી જતાં બીજીના સાજા પગવાળા ત્રણને દંડ કરી ગરીબ લાલચંદને બચાવ્યો

૧૬ પાડોશીથી થયેલ પુત્ર કોણ રાખે ? જાર–જડેલ ખોખામા લાખનો નગ જડાવ્યો માલીક વરસે જાગ્યો તો વીંટીનુ ખોખુ લે પણ નગ લે ? ધણી ઘરમા આબાની ડાળ પાડોસીને ઘેર પડે તો છાયડો લે પણ ફળ લે ? સ્રી–મણ દૂધનો ઉતારેલ માખણ

પીંડ શું ? મેળવણુ દેનાર લઈ શકે ? છાસ ભલે લે રાજાએ સ્રીને સોપ્યો.

૧૭ સુડા સુડીની તકરારમાં ખચ્ચા રાજાએ સુડાને સોંપ્યા ને ન્યાય તામ્રપત્રે નોંધ્યો. સુડી અનશનથી શેઠ પુત્રી થઇ એ જાતીય અશ્વપાળી રાજાની ઘોડીઓને દોરી. અશ્વ ખચ્ચાં લઈને ન્યાયી લેખ કઢાવી રાજાને ચુપ કર્યો.

૧૮ જાર સાથે રમવામા વિઘ્ન ભુત પુત્રને મારી શોકયને આળ દઇ ન્યાય લેવા જતાં શેઠે કહ્યું–આ વઠને નગ્ન થઈ ૩ ફેરા દે તે શુદ્ધ, શોકયે આળ સ્વીકારી અનુચીત ન કર્યું. પેલી કહે એમાં શું ? ૨૧ ફેરા દઉ શેઠે તેને દંડી.

૧૯ કાજીનોન્યાય–આઠ આને બળદ ભાડે કરી જાત્રા કરી આવ્યા, પણ રસ્તામાં ગરમીમા બળદને છાયે બેઠેલ. બળદના ધણીએ બળદના, ને તેની છાયામા બેસવાના પણ ૮ આના માગતાં છેવટ કાજીએ ભાડાના ૮આના અને છાયા માટે આઠ આનીનો છાંયો આપવાનો ન્યાય આપી ચાટ પાડ્યો.

૨૦ બુદ્ધિથી ચોર પકડયો–વર્ન શાળામાં મહિનાથી કાયમ ચોરી થતી. ઠાકેરે ત્યાં બધાને ભેગા કરી, એક ઓરડામાં રેતીનો ચોતરો કરાવી પાણી છંટાવી, ઉપર પોપટનું પાંજરૂં મુકી, એક એકને જઇ ચોતરા પર હાથ મુકી આવવાનું કહ્યું, ને જણાવ્યું કે ચોર હાથ

મુકશે કે પોપટ રામ બોલશે બધાને ચણા આપતા ચોરને પકડયો કારણ બીકથી તેણે હાથ અડાડયો ન હતો એટલે હથેળીને માટી ચડી ન હતી

૨૧ બુદ્ધિ-વારસદાર કોણ ? વકેલ ને બાકાત રાખવા ચાર દિકરામાંથી ત્રણને વારસો આપવો એમ મોઘમ લખી શેઠ મર્યો છેવટ પ્રધાને બાપની છબીને ખાસડુ મારવા સહુને કહેતા વકેલે માર્યું તેને બાકાત કર્યો

૨૨ બુદ્ધિ-ચાર ચોરોએ ચારને સાથે જ આપવા ડાબડો ડોસીને આપ્યો એકે દૂર બેઠેલા ત્રણની બીજા બહાને સજ્ઞા કરાગી ડાબડો લઈ ભગ્યો ત્રણે દાવો કરતા ડોસી મુઝાયા ચારે સાથે આવો તો લઈ જાવ એમ ચુકાદાથી બચ્યા

૨૩ એટલે સુતેલ બ્રાહ્મણ મુસાફરે-ચોરી કરનાર પોલીસને પકડતા ચોરે જ વિપ્રને ચોર કહી કેસ કર્યો વિપ્રનો કોઈ સાક્ષી નહિ જજને શકા જતા મુદત પાડી બીજે દિ માણસ મુડદુ થઇ રસ્તામા પડયો, જજે તે વિપ્ર ને પોલીસ બન્નેને મડદુ લાવવા હુકમ કર્યો રસ્તામા બનેની વાતચીતની સાક્ષી કચેરીમા તે મડદાએ પુરી જેથી વિપ્ર બચ્યો પોલીને સજા થઇ

૨૪ શિયાળ વાઘ ને ગધેડાનો ન્યાય મંદિરમા સૌએ પાપ પ્રકાસી છેવટ ગધેડાને માર્યો

૨૫ ઘાચીની ઘાણીએ ઘોડી નાખી ગોળ વહેન્યો વાણીએ ફરીયાદ કરી સાક્ષી શિયાળને માથે ઉપાડી લાવ્યો

તે ઝોકાં ખાતા બેઠો. રાજાએ પુછતાં આખી રાત તળાવમાં આગ ઓલવ્યાનું કહ્યું. તે ન માનતાં રાજાને ગંડુ કહી આ પણ ન હોય એમ સમજાવ્યો.

૨૬ બે ને ત્રણ રોટલાવાળા બે જણે મુસાફરને જમાડયો. તેના પાંચ આનામાંથી બે વાળે બે ન લેતાં ૧૧ કટકે ન્યાયથી ૧ આનો લેવો પડયો.

૨૭ બુદ્ધિ-કલાર્ક ૩૬ કલાકની રજા માગી લગ્નમાં ગયો. પણ અઠવાડીએ આવતઃ સાહેબ ક્રોધે ભરાઈ દંડ કરવા લાગ્યા. પેલો કહે સાબ રોજના તમારા નોક- રીના ૬ ઘ ટા છે, બાકીના મારા છે, છ દિના ૩૬ કલાક, ને રવિવાર તો હકકનો હતો મોડો ક્યાં છું?

૨૮ એક અપુણ્યાનું મુખ જોનારને ખાવા ન મળે તે ખાત્રી કર્યા બાદ. બાદશાહે ફાંસીની સજા કરી. પણ બિરબલની બુદ્ધિથી, બાદશાહનું મુખ પહેલું જોનારને ફાસી મળે છે કહેતાં મુક્ત કર્યો

૨૯ લાલ ટોપીના ગુણ-બીન વારસ બ્રાહ્મણ શબની સંયત કરી તો ખભો દેતા દેતાં કબ્રસ્તાને પહોંચી! પછી બધા ગભરાયા!!!

૩૦ આંધળે વણિકની મહોર પોતાની કરી પણ કાંણાની સલાહથી, રાત્રે ભેગા થતા અંધો પાસે જઈ, પરસ્પર બતાવતા અંધો પાસેથી લઈ લીધી.

૩૧ વહુ પર દાબ રાખીને જમાઈએ સાસુને સીધી કરી,

સમરાનુ દુખ ટાળ્યુ "જેના સસરાની છાતી પર ભાણુ, તેના જમાઈનુ મોભે ન્હાણુ"!!

૩૨ સુપુત્રે માતાને પીડતી વહુને બરાબર શિક્ષા કરી વહુ-કરતા હો તેમ કરો ને છાસની દુણી ભરો સાસુ-જુવો પુત્ર ગાગા નાચે છે ડોસી ને ફુજે છે ટાંગા હાથમા સુશળ એમ ને કુશળ

૩૩ સુખી થતા ઉદાર થવુ જોઈએ નહિ તો શેઠને રાજાએ ગામ આપ્યુ પણ તેણે કોટવાલાદિને ખુશ ન કર્યા, તો લીગી ફુગીએ યુક્તિથી રોક્યુ છેવટે બધાને અડધુ લખી દીધુ ત્યારે યુક્તિથી અપાવ્યુ

૩૪ નગર શેઠની વધુએ-દિવસનો (ગાડુ) ૭ માસનો (ખેતી) વષનો (ઈજારો) ને જીદગીનો (શોક્ય) એમ ચાર પ્રકારે કજીયાની ફીલોસોફી કહી કજીયારી રાજપુત્રીને હરાવી

૩૫ શૃગાલબુદ્ધિ-શેઠે વૃદ્ધ ઘોડાને કાઢી મુકયો કે વાઘ મારી લાવ તો ખોરાક દઉ શિયાળ મિત્રે યુક્તિથી પુછડે વાઘ બાધી મરાવ્યો (વાઘને કહ્યુ બનેના પુછડા બાધી દઉ આ મડદાને ઘસડી ગુફામા નિરાતે ખાસુ, પછી ઈશારત કરતા ઘોડો દોડયો ને વાઘ મર્યો)

૩૬ મોટાની પુઠમા પેસીયે તો ચગદાઈ મરીયે તળાવમા મરેલ હાથીની ગુદામા માસલોલુપી શિયાળ પેઠુ ઘણ

દિ મઝા કરી, પણ ઉનાળે પુંઠ સુકાઇ દ્વાર બંધ થતાં પાણી ન પી શકયું. ચકલાનો અવાજ સાંભળી કહ્યું પુંઠને પાણી છાંટોતો અગત્યની વાત કહું. એમ પહોળી થતાં ઉપર મુજબ કહેતાં નાઠું.

૩૭ યુક્તિ–સીદ્દી કોટવાલને ચોરે કહ્યું કે સાહેબ મોં કાળું કરશો નહિ. નહિ તો ગામ જાણશે કે કોટવાલને ગધેડે બેસાડયા છે. ખૂશ થઈ છોડી દીધો.

૩૮ (બૃહદભાષ્ય વૃત્તિ પીઠીકા) મૂર્ખ મોટો કે વિદ્વાન? બે પાંચ સૂત્રો ને શ્લોકો કરી બ્રાહ્મણ ગામડામા પંડીત બની લહેર કરતો. સાચો વિદ્વાન સાંનિધ્ય આવતાં મૂર્ખે વાદમાં પુછયું 'કાગને સંસ્કૃતમાં શું કહે?' પંડીતે काक કહેતાં, હાંસી કરી કે એ તો સહુ જાણે છે. સંસ્કૃતમાં શું? ફરી તે જ કહેતાં, હલકો પાડી કહે 'क्रीशंक' થાય. ગામડીયા ખૂશ થયા ને સાચો નાસી ગયો.

૩૯ ચિત્રકારની પુત્રીએ અંજાયબ વાતો કરી છ માસ રાજાને આકર્ષ્યો અને આત્મની દાંથી સુખ પામી. એક કન્યાને માતાપિતા ને ભાઈએ જુદા જુદા સ્થાને આપી તકરારમાં સર્પડંસથી કન્યા મરી. મન્ત્રારાધનથી જીવાડનાર પિતા, સાથે બળનાર ભાઈ,ને તપસ્વીને પરણાવી ભોંયરામાં દાગીના ઘડતા સોનીઓમા મણીઓના દીવાથી રાત દિ અભેદ છતા એકે રાત્રી કહી. (રતાંધો) ચો ાને પેટીમા પુરી સમુદ્રમાં મુકયા, કિનારે પુછતા

એકે ચોથે દિ કહ્યો (ચોથીયે તાવ હતો) મહોત્સ-
વમા ઉછીના કડા લાવ્યા, પણ કન્યા મોની થતા
નિકળ્યા જ નહિ કહાવાળે બીજા નહિ લેતા, તે જ
રૂપીયા માગી ચૂપ ઠર્યો પેઠ ઘડામાથી (કાચના) ચોરા-
યેલ રત્નો જાણ્યા

૪૦ વૃદ્ધની નજર-દાદીમા એદી હતી તેથી ના કહી, છતા
લગ્ન ઠર્યા તો ધણી વૃષ્ટિનુ ગરલ મિશ્ર પાણી પીવાથી
મર્યો

૪૧ બુદ્ધિ–કાળજુ આબે છે કહી વાનર મગરથી બચ્યો

૪૨ માથુ વાઢે તે માલ ખાય (મૂતિનુ)

૪૩ ચૈત્ર સુદ ૧૫ના બાર વાગે મદિરના શિખરમા ધન
દાટ્યુ છે (પડછાયામા)

૪૪ સલાહ ભારે પડી–ખેડીને થાકેલ બળદે મઝા કરતા
ગધેડાને છુટવા સલાહ પુછતા માદા પડવા કહ્યુ પણ
કુભારે તેને જ હળે જોડયો ચાર દિ દુખી થઈ
કસાઈને આપશે કહેતા ભયથી બળદ સાજો થતા
પોતે માંડ છુટચો

૪૫ ‘કજીઓ જોવા ઉભા ન રહેવુ’ એ વેચાતી લીધેલી
અક્કલ પાછી આપી પણ સાક્ષીપણે ફસાતા ઘણી
કિમતે ગાડા થવાની અક્કલ લઈ માડ બચ્યો

૪૬ બાદશાહે વણિકને બુજ પગારે તબેલામા ખાની
બેસવા રાખ્યો તેણે સવારે બધી લાદ ભેગી કરી

સુંઘતા નોકરોએ પુછ્યું. તો કહે તમો કેટલું અનાજ આપો છો તે તપાસ કરવા મને રાખ્યો છે. પેલા ગભરાયા ને રોજના ૫૦૦ રૂા. દેવા માંડયા. બે મહિને રાજાને ખબર પડતાં સમુદ્ર તરંગ ગણવાનું કામ સોપ્યું, ત્યાં વહાણો ઉતરવા ન દેતા સારી રકમો મળી. લાડવા સાચવવા રોકયો તો રોજ હેરફેર કરી ભૂકો વેચીને પણ કમાયો.

૪૭ બુદ્ધિ–મુસ્લીમોની ચઢવણીથી બાદશાહ વિપ્ર પંડીતો પર ખીજાયો કે તમે ગ્રહબુદ્ધિ જાણો છો, તો ધરતી કંપ થયો તે પહેલાંથી કેમ ન કહ્યું ? એક તાર્કિકે કહ્યું–જનાબ અમારા બાપ દાદા સ્મશાનથી ધૂમાડા સાથે ઉપર જાય છે ને ઉપરનું બધું અમને જણાવે છે. મુસ્લીમો જમીનમાં દટાય છે, તેથી ધરતીકંપની તેમને ખબર હોય. વાક તેમનો જ છે.

૪૮ બુદ્ધિ–મક્કામાં કાબા તરફ પગ કરી શ્રમિત નાનક સુતા. આ જોઇ મુસ્લીમે ક્રોધથી ખુદાના ઘરનું અપમાન કરવા માટે મારવા તયાર થતાં કહે–જે બાજુ ખુદાનું ઘર ન હોય તે તરફ મારા પગ કરો. આ સાભળી પેલા ચૂપ થયા.

૪૯ પુત્ર ૧૬ વર્ષનો થતાં માતાએ બાપની મંત્રી ઠાઠની વાત કરીને રડી, પુત્રે ત્રણ દિવસમાં મંત્રી થવાનું થવાનું કહી, પિતાના કપડા પહેરી રાજસભામા જઈ ઓળખ આપી. ત્રણ દિ ત્રણ પશ્નો પુછયા. અકકલ

કયા રહે છે ? (પ ચમા) અક્કલ ખાય શુ ? (ગમ) અક્કલ કરે શુ ? અતે દરબારીઓએ ઉપાડેલી પાલ ખીમા બેસી સભામા જઇ, ત્રીજા પ્રશ્નનો 'આ કામ કરે' કહેતાં રાજાએ મ ત્રી બનાવ્યો

૫૦ કૃતપ્રજ્ઞા–શત્રુને મિત્ર કરુ–રાજપરીક્ષામાં–નક્કી કર્યા છતા રીસાયેલી રાણી પીયરથી દોડી આવી

૫૧ બુદ્ધિ–સભામા પ ડીત માતૃભાષાવત્ ભારતની બધી અને પરદેશી ભાષા પણ બોલે મૂળ કઇ ભાષા પ ડીતની હશે તે જાણવા રાજાએ મ ત્રીને કહ્યુ મ ત્રીએ ગમે તે ઉપાય અજમાવવાની છુટ માગી, ને સભા ઉઠતા દાદરે જોરથી ધક્કો દઈ પ ડીતને ગબડાવ્યો તેણે છેક નીચે પડતા ક્રોધથી ગાળોની વૃષ્ટિ કરી મ ત્રી કહે રાજન્ સાભળો આ એની માતૃભાષા ! પોપટને રામ પઢાવો પણ મિલ્લી પાછળ પડતા ટે–ટે જ કરે એમ સ કટમા કુદરતી રીતે મુખમા માતૃભાષા જ આવે

૫૨ હુમલો કરતા વાઘને શિયાળે કહ્યુ–મને નહિ મારી શકો, પ્રભુએ મને પશુઓના રાજા તરીકે મોકલ્યો છે, તેમનો કોપ થશે વિશ્વાસ ન હોય તો મારી પાછળ આવી ખાત્રી કરો એમ કરતા બધા (વાઘથી) ડરીને નાસવા લાગ્યા આથી વાઘ ગભરાઇ નાઠો,

૫૩ વનરાજ બીમાર પડતા સહુ પશુઓ ખબર લેવા આ યા એક શિયાળ ન આવ્યુ દ્વેષી નારે કાન ભ ભે-

રતા પકડી લાવવા હુકમ કર્યો. પમકાવતાં તે કહે નામદાર ઔષધની ચિંતા માટે ફરતાં એક સુવૈદે દવા જણાવી છે કે-નારનું તાજું ઉતરડેલ ચામડું ઓઢવાથી આરામ થશે. સિંહે તુરત નારને માર્યો.

૫૪ ધર્મી બહુ કે પાપી-અભયકુમારે રાજસભાની ચર્ચાથી ધોળો કાળો મહેલ કરાવ્યો. નિયમો ભાંગનાર બેજ કાળામા, બીજા બધા ધોળામા ગયા ધર્મી કહેવડાવવું સહુને ગમે છે પાપી નહિ.

૫૫ વાણીયાના દેવ જબરા—મીંયાએ ખીજડા તુલસીને ઘસી નાખ્યા. પણ કવચ દેવ ભારે પડયો.

૫૬ રેલ્વે અકસ્માતના વળતરના દાવામાં હાથ માથા પર થતા ન્હોતા. વકીલે હાથ ઉંચા કરાવ્યા પછી કહે—વારૂ અકસ્માત પહેલાં હાથ કેટલા ઉચા થતા હતા. તે બતાવ. પેલાએ ઝટ માથા ઉપર ઉંચા હાથ કર્યા દાવો ડુલ થયો.

૫૭ મૃત પત્નીક પુત્રાધીન ધનવાલો દુઃખી મણીપરીક્ષક. દેશાટન નીકળ્યો. એક નગરે દહિં લેતા ભરવાડના ગળે કાચના હારમાં સવાક્રોડના મુલ્યનો માણેક જોઈ તેને ત્યા બહેન કહી રહ્યો ને સીફાશથી વશ કરી. એક દિન કુટપત્ર વાચી કહે—ઘેરથી પત્ર છે કે પત્નીનો શીમન્તોત્સવ કર્યો છે. જો તારી ભાભીને પુત્ર આવશે તો બહેન તારા ગળાનો કાચનો હાર દૂર કરીને

ચાદીનો પહેરાવીશ ઘોડાદિમા બીજો પત્ર વાચી, તેમ ફરી હાર લઈ ધનીક થયો

૫૮ મોનીએ બીલાડીની ગુફામા મોનાની લગડી નાખી

૫૯ મોનીએ મોનાનો આખો હાથી ચોર્યો

૬૦ દરજીએ કો ર કરી જોડા ફેકી, પુત્ર દ્વારા જોડામા ખોનેલ રાજાનુ લુગડુ ચોર્યુ

૬૧ ખભાતના આહમદજી વોરે 'કકોડીમા કીડા પડયા, ગાણુડી ગડી ગઈ, ને લોઢુ તો ચુવા ખાઈ ગયા' કહી માલ પચાવ્યો પણ વાણીએ 'છુરમાઈને બગ લઈ ગયા' કહી બધુ ઓકાવ્યુ

૬૨ ગુરુએ કહ્યુ એક માખીએ અગ્ની દ્વીપ હલાવ્યા બુદ્ધિ માન સમજે (નકથો)

૬૩ રાજાએ રૂપાળી દીકીને (હાસીને) રાણી બનાવી તેને માટે દપ । દાગીના કરાવ્યા

૬૪ અક્કલ બડી કે ભેસ-વનમા પાણી પાનાર બે કણબી ભાઇએ રાજા પાને ભેસ-ને અક્કલ માગી ભેસ મરી ગઇ, ને બાણીને અક્કલવાન થનાર દેશ પટેલ થયો

૬૫ સપ, સસલો, શિયાળ, નજુ મિત્રો ગ જીમા રહેતા આગ લાગતા સ્વમનાનુસાર સર્પ ઝાડ પર ગયોને શેમાઈ લટક્યો, થીને દરમા સસલો લટક્યો, શિયાળ દૂર ભાગી બચ્યો ને બોલ્યો-'લાખમત લ-

બડી, સો મત સડસડી પણ એક મત બીચારી ફાંકડી કે મરતાં બચાવ્યા આગથી.

૬૬ જુવાનીયો છોરાની મશ્કરીથી, લગનના લાડુ ખાવા સદ્ગૃહસ્થોની જાન લઈ ગયો. સગપણ જ ન્હોતું થયું એટલે જનારાને લાડવા ભારે પડ્યા નાક રાખવા પરાણે પૈસા આપીને વિવાહ કરી પરણાવ્યો. !

૬૭ જમાલમીંયાએ લાડુના વિવેકે અને ઘોડી છોડી મુકીને યુક્તિથી કૃપણ શેઠની સાન ઠેકાણે લાવી.

૬૮ એક પૈસામાં વાણીએ બુદ્ધિથી આખા નગરને જમાડ્યું ને દિવાન થયો.

૬૯ છ માસ રાજા મારે ત્યાં આવે તો સાતમાળનો મહેલ બંધાવું, એમ નિર્ધન વણિકે કહી કરી બતાવ્યું. ને દિવાન થયો.

૭૦ રાજા એક મિનિટ વાત કરે તો રોજ એક મહોર આપું. એમ કરી વણિક ધનાઢ્ય થયો.

૭૧ પીવું નહિને ઢાળી દેવું તે પણ આવડવું જોઈએ. રાંડને કઢી કરતાં તો ન આવડી પણ ઢોળતાએ ન આવડી, રાજા પર પડી. વાણીએ નિર્વસ્ત્ર થઈ નાચવાનું કહી, ભૂતના બહાને બચાવી.

૭૨ બાપને બધું પહોંચાડનાર ગોરને જારે ૧૫ તોલા અફીણ પીવા આપ્યું !

૭૩ પિતૃદાન લેનાર ગોર સ્વપ્નનું બહાનું કાઢી, ૫૦૦ની ઘોડી લઈ ગયો. પણ બાપ પડ્યાનું સ્વપ્ન કહી ડામ દેવા જઈને પાછી મેળવી.

૭૪ ગોરના કૃત્યો-જગ જીતેરે બેટે કાણીએ, પાવ ચલે જબ જાણીએ

૭૫ પટેલે છેવટ શરત કરી કે-પૈસો નહિ પણ રોજ એક આનો લઉ ને ૧-૨-૪-૮ એમ રોજ ડબલ દઉના દાણા એક વર્ષ સુધી દઇશ પટેલ હરખ્યા પણ દસમે દિન ૫૧૨ દાણા દોઢ રૂ ભાગ થયા પછી જોગીને દેતા ૫દરમે દિ ૧ શેર ને ૮ રૂ ભાર વીસમે દિ મણ ૨૪ મે દિ તો ગુણ દેવી પડી ને પછી તો ૨ ૪ ૮ એમ ગુણે વાત આવતા બહુ ગભરાયા ને ભાઈ બાપ કહી માડ છુટયા !

૭૬ એક ધનીકે બીજા ધનીકને કહ્યુ-હુ તમને રોજ ૧ લાખ રૂ આપુ મહિના સુધી તમારે મને ૧ નયા પૈસાથી શરૂ કરી ડબલ$_{2}$ આપવા પેલે ખૂશ થઈ શરત નકકી કરી પણ તેને મહિને ૩૦ લાખ મળ્યા જ્યારે નયા પૈસાથી રોજ ડબલ$_{2}$ આપતા ૧૦૭,૩૭ ૪૧૮ને ૨૩ ન પૈ દેવા પડયા. એટલે ૭૦ લાખ ૩૭ હજારથી વધુ ખોટ ગઈ

૭૭ લાચ લઇ અન્યાય કરનાર જજની, કુભારના મદની આને ભણાવી જીદગીની એ ભૂલાવી

૭૮ ગરજવાનને અક્કલ નહિ-શેઠે બદમાશને બે હજાર ખીરી તગાડો કર્તાં, પેલો પડોશી વૈદની સલાહથી આડો પડયો વૈદે શેઠને બચે તેમ નથી, પણ અમેરી

કાનો ઉલ્લુ મળે તો દવા કરું ને બચે, પાંચસોનો ખર્ચ છે. શેઠે સ્વીકાર્યું કે બચે તો પંદરસો મળશે. વૈદ્દે કોઇને કંઇક આપી બજારે મોકલ્યો. શેઠ તેની પાસેથી ઉલ્લુ ખરીદી લાવ્યા. પણ પેલો સાજો થઇ ગયો હતો. શેઠ તે ઉલ્લુ દુકાનમાં રાખી ઘરાકને કહે છે 'હા હલદી. એલચી ને ઉલ્લુ પણ છે'!

૭૯ 'પરણે તો મરી જશે' એ શરતે મન્ત્રદેવે પુત્ર આપ્યો લોક નિંદાથી પરણાવ્યો. દેવ મારવા આવતાં વહુ કરગરી બીજું કહો તે કરવા જણાવ્યું. દેવે વંધ્યા પુત્ર માગ્યો. બાર વર્ષની મુદત લઈ વંધ્યા નામની દાસીથી પાતદ્વારા પુત્ર થતા આપી-બુદ્ધિથી જીતી.

૮૦ ઠંફાસ ભારે પડી-ગ્રાહક [હોટલ માલીકને] તમારી હોટલ જામેલી લાગતી નથી ? માલીક-અરે આ લત્તામાં આ એક જ જામેલી છે, રોજના ૫૦૦નો વકરો છે. વધુ ખરો પણ ઓછો નહિ. ગ્રાહક-તો સરસ. લ્યો. આ કાર્ડ બપોરે ૩ વાગે ઓફીસે પધારજો. ઈન્કમ ટેક્ષની ઓફીસ જોઇ છે ને ? જરૂર આવજો!!

૮૧ કીડીઓ ચૂલો તાણી ગઇ કહી શેઠાણીએ ન જમાડયો. પણ ગાડા કાગડા ગયા કહી શેઠે સાળાને બદલે ભાઈનું ઘર ભર્યું.

૮૨ એક શેઠે પર ગામ સ્વમિત્રને ભેટ દેવા નોકર સાથે કરંડીયામાં સસલુ મોકલ્યુ. રસ્તે ધર્મશાલામાં મુનિમે રમુજ ખાતર તે કાઢી બીલ્લી મુકી. પહોંચતા મિત્રે

જોઇ ગુસ્સો કર્યો બીચારો બીત્વી લઇ પાછો ફરતા ત્યા જ તે મુનિએ સસલુ મુકયુ ઘેર જઈને શેઠને ખોટા ધકકા માટે ખીજાઇ બતાવતા અજાયબ થયો કે આતો બહુ રૂપી પ્રાણી હશે ?

૮૩ એક જણ ફ્રુટ મુકી બહાર જતા મિત્રો ઉડાવી ગયા તે પકડવા બોલ્યો (ગભરાટથી) અરર કોણ ખાઈ ગયુ ? મે એમા ઉદર મારવા સોમલ નાખેલુ ખાનાર બિચારા ગભરાઈ ઉપાય પુછવા માડ્યા

૮૪ એક જોષીએ રાજાને છ માસમા ગણીનુ મરણ કહ્યુ તે સાચુ પડતા રાજા ક્રોધે ભરાયો, ને જોષીને કહે–બોલ તારુ મરણ કયારે છે ? જોષી સમજી ગયો કે આવી બન્યુ યુક્તિપૂર્વક બોલ્યો–આપના પહેલા ત્રણ દહાડે રાજા ગભરાઇ તેને સાચવવા લાગ્યો

૮૫ પ્રસિદ્ધ વકીલને નવા વકીલે ફતેહ કેમ થાય તે સલાહ પુછતા તે કહે–પુરાવા મજબુત કરવા લાવો ફીના હજાર નવો મુઝાયો ને કહે આપનો પુરાવો મજબુત હશે તો મળશે સાક્ષી દસ્તાવેજાદિ લાવો

૮૬ જમાઈ દરમહિને સાસગને પોતાની સ્ત્રીના સ્વભાવની ફરીયાદ કરે તેથી એક વાર સમરે કહ્યુ કે હુ જાણુ છુ તે ખરાબ સ્વભાવની છે, પણ હવે નહિ સુધરે ને એક પણ વધુ ફરીયાદ આવશે, તો મે વીલમા તેને માટે જે ૧૦ હજાર મજુર કર્યા છે તે કાઢી જ નાખીશ પણ પછી તો ફરીયાદ જ બધ થઈ ગઇ

૮૭ બોલતા મહેતાજીનું થુંક પાટી પર પડતાં, છોકરે ઉપયોગનું કહેતાં કહે-મહેતાજીનું થુંક તો ગંગાજળ કહેવાય સાંજે રમવા જતા દાદાજીએ પોતાનો પડેલ દાંત આપી ગંગાજળમાં નાખવા કહ્યું. છોકરે ખરેખર ભુકો કરી બોલના માસ્તરના મુખમાં પધરાવી દીધો.

૮૮ કેદીની સ્ત્રીએ ચીઠ્ઠી મોકલી કે મોસમ આવી છે. પણ ખેડવાનો બદોબસ્ત થાય તેમ નથી. કેદીએ ચીઠ્ઠી મોકલી કે ખેતરમાં ઠેર ઠેર હથીયાર દાટયાં છે માટે ખેડવાનું માંડી વાળજો. પોલીસોએ ખેતર ખેડી નાખ્યું. પછી લખ્યું હવે મુશ્કેલી ગઈ હશે વાવજો.

૮૯ વકીલે ચોકકસ જીતીશું જ કહેતાં અસીલ ચાલવા માંડયો. ઘણું પુછતાં કહે હવે ઘરમેળે પટાવત કરીશ જીત તો નથી જ કેમ કે મેં વાગત બધી સામા પક્ષની જણાવી હતી. વાહ બુદ્ધિ.

૯૦ તમારા ગામમાં કોઈ મોટો માણુસ જનમ્યો છે? ના અહીંતો બધા છોકરા જ જન્મે છે પછી મોટા થાય છે.

૯૧ મારવાડીને કથા પછી આરતીમાં પૈસા મુકવાનું કહેતા કહે તારી ઉંમર? પાંત્રીશ ઓહ તો તો મને ૭૫ થયા છે હું વહેલો દેવને મળીશ ને રૂબરૂ દઈશ

૯૨ સુકુ ઘાસ ન ખાનાર ઘોડાને લીલા ચશ્મા ગાડીવાને પહેરાવ્યા.

૯૩ કુવો વેચ્યો પણ વાણીએ પાણી ન ભરવા દીધુ-કિંમત માગી રાજાએ કહ્યુ ફક્ત કુવો જ વેચ્યો છે. તો વિપ્રના કુવામા પાણી કેમ ગયુ છે? ગેજનું ભાડુ આપ

૯૪ બચાવ-સ૦ ડો તમે ક્ષયને તદ્દન મટાડવાની જાહે રાત કરી હતીને? જ હા મારા કહેવા મુજબ વર્તે તો સ૦ એક વષથી દવા ચાલુ હતી દિકરો મર્યો કેમ? જ મે બે વર્ષ દવા લેવા કહ્યુ તે મુજબ કર્યું નથી

૯૫ રાજા-શિયાળ કેમ બૂમ પાડે છે મત્રી-ઠડીથી રા-એકેક કામળ આપી દો રા૦હજુ કેમ બોલે છે? મ-ભૂખ્યા છે રા૦સો મણ ઘઉ ધા રા૦ હજુ કેમ? મ૦દુઆ દે છે ને સદા એમ જ દેતા રહેશે એમ મત્રીએ ઘર ભર્યુ

૯૬ મિત્રે વેપારીને કહ્યુ સામે મોટો આઈનો કેમ લગાડયો છે? તો કહે-યુવક યુવતી આવે તે એમા જોવા કરે પણ તાજવાને ન જુએ માટે

૯૭ ગ્રાહકે હલવાઈને કહ્યુ-કેમ મીઠાઈ ઓછી તોલી? તો કહે વજન ઓછુ હોવાથી આપને લઈ જવાની તકલીફ ઓછી પડશે પેલે પૈસા બહુ ઓછા દીધા કહે કેમ? તો કહે આપને ગણવાની તકલીફ કમ પડશે

